# હિંદના ઇતિહાસ ના પ્રશ્નોત્તર.

(હંટર કૃત ઇતિહાસને આધારે.)

રચનાર.

વિઠલદાસ ધનજીભાઇ.

આ. મેનેજર આર્યોદય પ્રેસ.

અમદાવાદ.

આર્યોદય પ્રેસ.



સન, ૧૮૮૭ સંવત ૧૯૪૪

કિંમત ૦–૪–૦ (ટપાલ ખર્ચ માફ.)

# हिंदना लोकना टूंका इतिहासनो प्रश्नोत्तर.



## પ્રકરણ ૧ લું.

પ્ર૦ હિંદુસ્તાનની મર્યાદા કયી છે?

ઉ૦ ઉત્તરે હિમાલય ને કારાકોરમના પર્વત, પશ્ચિમે ને દક્ષિણે હિંદી મહાસાગર અને પૂર્વે બંગાળી અખાત છે. પશ્ચિમમાં હિંદી મહાસાગર સિવાય સુલેમાન પર્વત હિમાલય સુધી અડેલોછે. અને પૂર્વે બંગાળી અખાત સિવાય મણિપુરના ડુંગરા હિમાલય સુધી છે. એ રીતે હિંદુસ્તાનની ચારે દિશાએ સ્વાભાવિક રક્ષકો છે.

પ્ર૦ હિંદુસ્તાનનો આકાર કેવો છે?

ઉ૦ એ મોટો ત્રિકોણ આકાર છે. ને તે મધ્ય એશિઆથી સમુદ્ર સુધી ગએલોછે.

પ્ર૦ હિંદુસ્તાનમાં આવવાને રસ્તા કયા છે.?

ઉ૦ વાવ્ય ખૂણામાં ખૈબરઘાટ છે તે રસ્તેથી અફગાનીસ્તાનમાંથી, અને બીજો ઈશાનમાં આશામનો તે રસ્તેથી બ્રહ્મદેશમાંથી અવાયછે. એ બંને રસ્તેથી જુદા જુદા ધર્મના લોકો હિંદુસ્તાન ઉપર આવ્યાછે. તે સિવાય કુરમ ને બોલાનઘાટને માર્ગે પશ્ચિમમાંથી હિંદમાં અવાયછે.

પ્ર૦ હિંદુસ્તાનનો વિસ્તાર કેટલો છે?

ઉ૦ ઉત્તર દક્ષિણ ૧૯૦૦ મૈલ લંબાઈ અને પૂર્વ પશ્ચિમ પહોળાઈ પણ સુમારે ૧૯૦૦ મૈલ છે. એનું ક્ષેત્રફળ ૧૫૦૦૦૦૦ ચોરસ

મૈલ અને વસ્તી ૨૫૫૦૦૦૦૦૦ માણસની છે. એ દેશ સાથે હમણાંજ સ્વતંત્ર બ્રહ્મદેશ જોડી દીધેલોછે.

પ્ર૦ એ દેશના સ્વાભાવિક ભાગ કેટલા છે?

ઉ૦ ત્રણ છે. ૧ લો હિમાલય ને શિવાલિકની વચેનો ભાગ, ૨ જો. હિમાલયમાંથી નીકળનારી મોટી નદીઓ જે મેદાનોમાં વહેછે તે. અને ૩ જો. નર્મદાની દક્ષિણનો ભાગ.

પ્ર૦ પહેલા ભાગનો દેખાવ કેવો છે?

ઉ૦ હિમાલય અને શિવાલિક એ બે સમાંતર પૂર્વ પશ્ચિમ પડેલા પર્વતો છે તેની વચ્ચેનો એ પ્રદેશ છે, બીજા ભાગથી આ ભાગ એકદમ ઉંચો વધેલોછે. હિમાલયનું સૌથી ઊંચું શિખર એવરેસ્ત ૨૯૦૦૨ ફુટ ઉંચું છે. એ હિમાલયનાં શિખરો બરફથી ઢંકાયલાં રહે છે. એની ઉત્તર તરફ સિંધુ, સતલજ, અને બ્રહ્મપુત્રા નદીઓનાં મૂળ છે. તે ટિબેટના ઉંચ્ચ પ્રદેશમાં આવેછે. હિમાલય ભેદીને લશ્કરને હિંદુસ્તાનમાં આવવાનો એકે માર્ગ નથી. પણ કોઇ કોઈ હિંમતવાન વેપારીઓ ટંકણખાર, ઉન, વગેરે યક નામે નાની ગાયો ઉપર લાદીને લાવેછે.

પ્ર૦ હિમાલયની શાખાઓ કયી છે?

ઉ૦ ઇશાન તરફ નાગ અને પતકોઈ નામે ડુંગરા, મણિપુર અને આસામમાં આવેલાછે. હિમાલય અને એ ડુંગરાની વચમાં જે રસ્તો છે તેમાં બ્રહ્મપુત્ર નદ વહેછે. વાવ્ય કોણ તરફ સફેદકોહ, સુલેમાન, ને હાલા પર્વતો છે. એ પર્વતો અને હિમાલયની વચમાં ખૈબર ઘાટ છે. તેમાં થઇને કાબુલ નદી આવેછે. એ સિવાય કુરમ, ગ્વાલરી, અને બોલાનઘાટ એ હિંદુસ્તાન ને અફગાનીસ્તાનની વચ્ચે માર્ગો છે.

પ્ર૦ હિમાલયમાં જલાશય શાથી છે?

ઉ૦ હિંદી સમુદ્રમાં ઉનાળામાં વરાળ એકઠી થાયછે તે મોસમનો પવન જુન માસમાં ઉત્તર તરફ ધસડી લાવેછે. તે વરસતાં વરસતાં હિમાલય સુધી જાયછે, પણ હિમાલયનો ઉંચો પર્વત તેને ટિબેટ તરફ જવા દેતો નથી, તેથી તે તેની ઉપરજ વરસાદ રૂપે વરસેછે અથવા અંદરની ખીણોમાં જઈ ઠરી જાયછે. માટે ત્યાં પુષ્કળ વરસાદ થાયછે. તેથી હિમાલયમાં મોટું જલાશય છે.

પ્ર૦ આખી પૃથ્વીમાં વધારે વરસાદ કયાં આવેછે?

ઉ૦ હિમાલયની દક્ષિણમાં ચેરાપુંજીના ડુંગરોમાં. ત્યાં દર વર્ષે સરાસરી ૫૨૩ ઇંચ વરસાદ વરસેછે. એટલે ગુજરાતના કરતાં લગભગ ૨૦ ગણો વરસે છે.

પ્ર૦ હિમાલયની નિપજ કયી છે.

ઉ૦ ભારે વરસાદથી એનો દક્ષિણનો ઢાળ રસાળ થાયછે, ત્યાં તિરાઈ નામે જંગલી પ્રદેશ છે ત્યાં ફર્ન, વાંસ, દેવદાર, વગેરેની ઝાડીઓ છે, કેટલેક ઠેકાણે બાવટો, જવ, બટાટા, બાજરી અને શાકભાજી થાયછે.

પ્ર૦ હિમાલયમાંથી કયી કયી નદીઓ નીકળેછે?

ઉ૦ સિંધુ, સતલજ, જમનાં, ગંગા, બ્રહ્મપુત્રા અને આ નદીઓની બીજી શાખાઓ, તેમાંની સિંધુ ૧૮૦૦ મૈલ, બ્રહ્મપુત્ર ૧૮૦૦ મૈલ, ને ગંગા ૧૫૦૦ મૈલ લાંબી છે.

પ્ર૦ હિંદનો બીજો પ્રદેશ કેવો છે?

ઉ૦ નદીઓ વાળો, ફળદ્રુપ અને સપાટ પ્રદેશ છે. ને તેથી ધનવાન અને ધાડી વસ્તીવાળો છે. અને તેથીજ સવારીઓ કરનારા પરદેશી ઈશાન અને વાવ્ય ખૂણાને માર્ગે હિંદમાં આવતા.

પ્ર૦ એ પ્રદેશમાં કયા કયા પ્રાંતો આવેલાછે ?

ઉ૦ બંગાલા, અયોધ્યા, વાયવ્ય પ્રાંત, પંજાબ, સિંધ અને રજપુતસ્થાન, અને તેમાં સુમારે ૧૫ કરોડ માણુસની વસ્તી છે.

પ્ર૦ એ પ્રદેશને એ મોટી નદીઓથી શા લાભ થાયછે?

ઉ એ મોટી નદીઓનાપૂર વાટે માટી તણાઈ આવી તેના થર બંધાઇ જમીન થાયછે. તેને તેઓ રસાળ કરેછે, અને એ રસાળ જમીનમાં થએલી ઉપજ તેઓ દેશાવરે લઈ જાયછે. તેમ નદીઓમાં કેટલીકવાર ભારે પૂર આવ્યાથી કાંઠાપરનાં નીચાં ગામડાંને તાણી જઈ નુકશાન પણ કરેછે. તથા જમીનમાં ભેજ આણી તાવ ઉત્પન્ન કરેછે.

પ્ર૦ એ પ્રદેશમાં શો શો પાક થાયછે?

ઉ૦ નદીઓ વડે કોઈ ઠેકાણે બે અને કોઈ ઠેકાણે ત્રણ પાક એક વરસમાં થાયછે. તેમાં કઠોળ, તેલીબીયાં, તરકારી, ડાંગર, ઘઉં, જુવાર, બાજરી વગેરે અનાજ પુસ્કળ થાયછે.

પ્ર૦ ડેલ્ટા કોને કહેછે?

ઉ૦ મોટી નદીઓ પાણી સાથે માટી વગેરે ઘસડી લાવી એના મુખમાં કાંપ એકઠો, કરેછે તેનો કેટલીક મુદતે ટેકરો થઈ જમીન બનેછે, એ ત્રિકોણ આકાર જમીનને ડેલ્ટા કહેછે. એ બહુ ફળદૂપ પણ ભેજવાળો પ્રદેશ હોયછે.

પ્ર૦ હિંદનો ત્રિજો પ્રદેશ કેવો છે ને તેમાં શું છે?

ઉ૦ એ ત્રીજો ભાગ ત્રિકોણ આકાર દ્વિપકલ્પ છે, એને દક્ષિણ દેશ કહે છે. એમાં પૂર્વ ને પશ્ચિમમાં ઘાટના પર્વત પડેલા છે. અને ઊત્તરમાં વિંધ્યાચળ અને સાતપુડાના પર્વત છે. એમાં મોટાં મોટાં વન, પર્વતો, અને તેઓની વચમાં ખેડાણ પ્રદેશ અને ઉંચાં

મેદાનો છે. એ પર્વતો બે ત્રણ હજાર ફીટથી વધારે ઉંચાઈમાં કોઇકોઇ ઠેકાણે છે. એમાં પ્રખ્યાત નિલગિરિનું ઉંચું શિખર ૮૭૬૦ ફીટ ઉંચું છે.

પ્ર૦ એ પ્રદેશમાં કયા કયા પ્રાંતો છે?

ઉ૦ મધ્ય પ્રાંત, વરાડ, મદ્રાસ ઈલાકો, મુંબાઇ ઇલાકો, ને મહિસુર હોલ્કર ને નિઝામનાં દેશી રાજ્યો છે.

પ્ર૦ એ પ્રદેશમાં મોટી નદીઓ કઈ છે?

ઉ૦ નર્મદા, તાપી, ગોદાવરી, કૃષ્ણા, કાવેરી વગેરે છે.

પ્ર૦ એમાં પાક શો થાયછે?

ઉ૦ પર્વતોની આસપાસ જંગલવાળો ભાગ બાદ કરતાં બાકીના ભાગમાં ઘઉં, જુવાર, બાજરી વગેરે ધાન્ય, તમાકુ, કપાસ, શેરડી અને કઠોળ થાયછે. એ ભાગની કાળી જમીન બહુ ફળદ્રુપ છે. ઘાટ ને દરિઆની વચમાંની નીચી જમીનમાં તાડની જાતનાં ઝાડ, ડાંગર વગેરે થાયછે.

પ્ર૦ એ ભાગમાં કયા કયા ખનિજ પદાર્થો નીકળેછે.

ઉ૦ ત્યાંના ઉચ્ચ પ્રદેશમાં અને ડુંગરામાં હાલ કોયલાની ખાણો કાઢી છે. કોઇ કોઇ ઠેકાણે તાંબુ, અને બીજી ધાતુ પણ નીકળેછે, તથા ગોવળકોંડા અને પન્નામાં હીરા નીકળેછે. ઘણા પ્રાચીન કાળથી નદીના પાત્રોમાંથી સોનાની રજ પણ જડેછે.

પ્ર૦ બ્રિટિશ બ્રહ્મદેશમાં કયો પ્રદેશ આવ્યોછે?

ઉ૦ ઇરાવતી નદીની નીચાણનો પ્રદેશ અને તેનો ડેલ્ટા એ ભાગમાં છે. બ્રહ્મદેશના રાજા થીબા પાસેથી એ દેશનો બાકીનો ભાગ જીતી હાલ હિંદુસ્તાન સાથે જોડી દીધોછે. એના જંગલોમાં સાગ પુષ્કળ છે, તથા સપાટ દેશમાં ડાંગરને તમાકુ થાયછે. વળી ખનિજ તેલ, ધાતુ અને કેટલીક જાતનાં ઝવેર પણ નીકળેછે.

# પ્રકરણ ૨ જું.

પ્ર૦ હિંદુસ્તાનમાં કોનાં કોનાં રાજ્યો છે?

ઉ૦ અંગ્રેજ, તેમના તાબાનાં દેશી રાજ્યો, ફ્રેન્ચ અને પોર્ટુગીજનાં યુરોપી રાજ્યો. તથા સ્વતંત્ર દેશી રાજ્યો.

પ્ર૦ દેશી સંસ્થાનો કેવી રીતે રાજ્ય ચલાવેછે?

ઉ૦ પોતાના રાજ્યના અંગ્રેજ રેસીડેન્ટની મદદથી તેની સલાહ પ્રમાણે તેઓ અમલ ચલાવેછે. તેમાં તેઓ બધાને સરખો અધિકાર આપેલો નથી. અંગ્રેજ સરકાર તેઓને માંહો માંહે લઢવા કે પરરાજ્ય જોડે સંધી કરવા કે રૈયત ઉપર જુલમ કરવા દેતી નથી.

પ્ર૦ બ્રિટિશ હિંદના કેટલા પ્રાંતો કરેલાછે અને તેની સંભાળ શી રીતે રહે છે?

ઉ૦ એના ૧૨ પ્રાંતો છે. અને તે દરેકને માથે ગવર્નર કે મુખ્ય અધિકારી છે. તે બધા વાઇસરોયના તાબામાં છે. એ વાઈસરોય કલકત્તા અને શીમળામાં રહેછે. ગવર્નરોની નેમણુંક વિલાયતમાં થાયછે. અને બાકીના અધિકારીઓની વાઈસરોય કરેછે

પ્ર૦ બ્રિટિશ હિંદમાં વસ્તીનું ઘાડાપણું કેવું છે?

ઉ૦ દેશીરાજ્યો કરતાં વસ્તી ઘણી ઘાડી છે. કેટલેક ઠેકાણે તો રૈયતને ખેડવાને જમીન પણ મુસ્કેલીથી મળેછે. દર ચોરસ મૈલે ૨૨૬ માણસની વસ્તી છે. એટલે દેશી રાજ્યો કરતાં લગભગ ૨॥ ગણી છે.

પ્ર૦ વધારે વસ્તીવાળા જીલ્લાની સ્થિતિ કેવી છે?

ઉ૦ હિંદમાં વધારે વસ્તી ખેડુતોની છે. જ્યાં એ વસ્તી દર ચોરસ મૈલે ૬૪૦ કરતાં વધારે છે, ત્યાં તેમને પેટપૂર ખાવાનું પણ મળતું નથી. સાધારણ રીતે દર માણસ અર્ધા એકર જમીન પર નિર્વાહ ચલાવેછે. એવા ભાગમાં થોડો વરસાદ પડેછે, ત્યારે અ-

ડુ આપદા પડેછે. ને ઘણો વરસે છે ત્યારે પણ લીલા કાળથી લોકો મરી જાયછે.

પ્ર૦ આછી વસ્તીવાળા જીલ્લાની સ્થિતિ કેવી છે.

ઉ૦ જેમ કેટલાક ભાગમાં વધારે વસ્તીથી પોષણ થતું નથી, તેમ કેટલાક ભાગમાં રસાળ ભોંય છતાં ખેડનારા નથી. ઇંગ્લાંડમાં ઘાડી વસ્તી વાળા ભાગના લોકો આછી વસ્તી વાળા ભાગમાં જઇને વસેછે, પણ હિંદમાં ઘર છોડી બીજે ઠેકાણે જઇ વસવાનો રિવાજ નથી. તેથી એ રસાળ જમીન પડતર રહેછે. તેથી તે ભાગની સરકારને કાંઈ ઉપજ થતી નથી. ત્યાંના જંગલી ભમતા ખેડુતો એક ઠેકાણે જંગલ કાપી ખેતી કરી થોડાં વરસ પછી બીજે ઠેકાણે જઇ વસેછે. આવા ભમતા ખેડૂતોની ઘણી વસ્તી બ્રહ્મદેશમાં છે.

પ્ર૦ બંગાળામાં ગણોતનો વધારો થતો સરકારે શાથી અટકાવ્યો?

ઉ૦ સો વરસ ઉપર બંગાળામાં જમીન ખેડવાને ખેડૂત નહોતા, પણ ત્યાં હમણાં ખેડૂતો પુષ્કળ વધી ગયાછે તેથી તેઓ જમીનદારને મોં માગ્યાં દામ આપી થોડી જમીન લેછે, તેથી એ દર હદ કરતાં વધારે વધી જતો સરકારે અટકાવ્યો છે. તેમાં જે ખેડૂતો ઘણી મુદતથી જે ખેતર ખેડતા હોય તેમને વંશપરંપરા ખેડવા દઇ ગણોતનો વાજબી દર લેવાનો ઠરાવ્યોછે.

પ્ર૦ હિંદના લોકમાં કેટલા વર્ગ છે.

ઉ૦ પાંચ વર્ગ છે. ૧ અનાર્ય, ૨ આર્ય, ૩ એ બેથી થએલો મિશ્ર, ૪ મુસલમાન અને પારસી. મુસલમાનો આવતા પહેલાં ઘણા પ્રાચિન કાળમાં માત્ર હિંદમાં આર્ય ને અનાર્ય એ બેજ જાત હતી.

પ્ર૦ આર્ય અને અનાર્ય કોને કહેછે?

ઉ૦ આર્ય એટલે ઉત્તમ કે ઉમરાવ ગુણના. તેમની બોલી સંસ્કૃત

હતી. એ લોકો આ દેશમાં આવ્યા તે વખતે જે લોકો રહેતા હતા તે અનાર્ય કહેવાયછે. નવા આવનારા આર્ય લોકે તેમને પર્વતોમાં ને જંગલોમાં નસાડી મૂકયા કે પોતાના ગુલામ બનાવ્યા. એ બે જાતોના મિશ્રથી હિંદુની એક ત્રીજી જાત ઉત્પન્ન થઈ. તેમના પછી ઘણે વરસે પારસી ને તે પછી થોડે વરસે મુસલમાન આવ્યા.

## પ્રકરણ ૩જું.

### અનાર્ય લોક.

પ્ર૦ અનાર્ય લોકોની હકીકત શાથી જણાયછે?

ઉ૦ અનાર્ય લોકોના પાળીઆ, પથરના ઢગલા ને પથરનાં ચક્રો ઉપરથી માલૂમ પડેછે કે તેઓ તેની નીચે તેમનાં મડદાં દાટતા: એ કબરો ઉપરથી તેઓ માટીનાં ગોળ વાસણ વાપરતા, લોઢાનાં હથિયારથી લઢતા ને ત્રાંબાનાં ને સોનાનાં ઘરેણાં પહેરતા એમ જણાયછે.

પ્ર૦ અનાર્ય લોકો કેવા છે?

ઉ૦ તેમનો ચેહેરો માંગોલી લોક જેવો ચપટો, રંગે કાળા, ને નાક ચપટાં છે. આર્ય લોકે તેમને દુસ્મન, દાસ, યજ્ઞ ભંગ કરનાર, માંસાહારી, ને અનાડી કહ્યા છે; પરંતુ બધી જાતો છેક જંગલી નહોતી. કેટલીક સુધરેલી પણ હતી. તેઓ રાજ્ય ઉપર અમલ કરતા, ધર્મની બાબત જાણતા ને શબને વસ્ત્રાલંકારથી દાટતા, તથા લઢવામાં બહાદુર હતા.

પ્ર૦ એ લોકોની વસ્તી હાલ કયાં છે?

ઉ૦ તેઓનો ઘણો ભાગ બંગાલામાં, આન્ડામાન બેટમાં, મદ્રાસ ઈલાકાના ડુંગરોમાં, મધ્ય પ્રાંતોમાં, ઓરિસામાં, અને હિમાલયમાં છે

પ્ર૦ આન્ડામાનના અનાર્ય લોક વિષે શું જાણોછો?

ઉ૦ તેઓ ખુશીમાં રાતી અને શોકમાં કાળી માટી શરીરે ચોળે છે, માંસ ખાય છે, અને રોગ ફેલાવનાર દેવને માને છે. તેઓ જન્મના પહેલાં નામ પાડેછે, તેથી તેમનામાં સ્ત્રી પુરૂષનાં સામાન્ય જાતિનાં નામ પડેછે. તેમને વશ કરવાને અંગ્રેજ સરકારે પ્રયત્ન કર્યો ત્યારે તેમણે પાંચ વરસ લગી તીર કામઠાંથી લઢાઇઓ કરી, પણ હાલમાં તેઓ શાંત પડયાછે.

પ્ર૦ મદ્રાસ ઇલાકાના અનાર્ય લોકો વિષે શું જાણોછો?

ઉ૦ એ ઈલાકાની દક્ષિણના અનમૈલ નામે ડુંગરમાં પુલીઆર નામે લાંબા વાળવાળા લોક ઉંદર અને બીજાં નાનાં પ્રાણીનો આહાર કરનારા દૈત્ય પૂજક છે. મુંદવેર નામે બીજી જાત ભરવાડની સ્થિતિમાં રખડતી રહેછે. અને પાંદડાંની ઝુંપડી કે કોતરમાં રહેછે. ત્રીજી કદર નામે જાત છે તેઓ જાડા હોઠ વાળા અને ઠીંગણા છે. તે શિકારપર ગુજરાન ચલાવેછે. નેર નામે ચોથી જાતમાં એક સ્ત્રીને ઘણાક ધણી કરવાનો રિવાજ છે ને તેમનામાં છોકરાને વારસો ન આપતાં બેનના છોકરાને આપેછે.

પ્ર૦ મધ્ય પ્રાંતના અનાર્ય લોકની કેવી અવસ્થા છે?

ઉ૦ ત્યાંના અનાર્યમાં ગોંડ નામે સુધરેલી જાત છે. બાકીની જંગલી છે. તે શિકાર કરી જંગલમાં પડી રહેછે. ને ચકમકનાં તીર મારવામાં હોંશીઆર છે. મારી નામની જાત ઘાસનાં ઝુંપડાંમાં રહેછે ને અજાણ્યાને જોઈ બીએછે, તેઓની પાસેથી કર લેવાને રાજાનો માણસ વરસમાં એકવાર આવી તેમનાં ઝુંપડાં પાસે ઢોલ વગાડી સંતાઈ જાયછે, પછી તે લોકો અમુક ઠેકાણે કર આપવાની વસ્તુનો ઢગલો કરી ઘરમાં પેસી જાયછે.

પ્ર૦ ઓરિસાની અનાર્ય જાત વિષે શું જાણો છો?

ઉ૦ ત્યાં એક પતુઅ એટલે પાંદડાં પહેરનાર જાત છે તેમની વસ્તી સુમારે ૧૦૦૦૦ માણસની છે, થોડા વરસ પર તેમની સ્ત્રીઓ નવસ્ત્રી ફરતી, માત્ર કમરે મણકાની માળા પહેરી આગળ પાછળ પાંદડાંનો ઝુમખો લટકાવતી. સન ૧૮૭૧ માં એક અંગ્રેજે તેમને બોધ કરી પહેરવાને લૂગડાં આપ્યાં.

પ્ર૦ હિમાલયની અનાર્ય જાતો વિષે શું જાણો છો?

ઉ૦ તેની ખીણોમાં એ લોકોની ઘણી વગડાઉ જાત વસે છે. આશામના અનાર્યમાં રસ્તે જતાં તમાકુ અને પાન કેટલાં ખાધાં ને ઉપરથીજ તેઓ ચાલવાનું અંતર કાઢેછે. તેઓ સુસ્ત, બિકણ, કાળા, ને ઠીંગણા છે. પહેલાં તેઓ લૂટફાટ કરતા, પણ હાલમાં સરકારે તેમને ચોકીદાર બનાવ્યા છે. અકસ નામે જાતમાં બે ટોળી છે તેમાંની એકનો અર્થ હજાર ચુલા ખાનાર અને બીજાનો અર્થ ખેતરમાં સંતાઇ રહેનારા ચોર થાયછે.

પ્ર૦ વધારે સુધરેલી અનાર્ય જાતો કયી કયી છે?

ઉ૦ બંગાળાની સંતાલ અને ઓરિસાની કંધ જાતો છે.

પ્ર૦ સંતાલ લોક વિષે શું જાણવામાં આવ્યું છે?

ઉ૦ તેઓ નીચલા બંગાળામાં ગંગાની આસપાસ રહેછે, તેઓ ગામમાં રહી ખેતી કરી ગુજારો ચલાવેછે ને ગામના મુખીની આજ્ઞામાં રહેછે, તેમનામાં જાતિ ભેદ નથી, પણ સાત શાખા છે. આખું ગામ સાથે ઉજાણી કરેછે. ગુનેહગારને શાખા બહાર કે ગામમાંથી કાઢી મૂકતા. તેમનામાં બાળલગ્ન નથી, પણ પંદર સત્તર વરસની ઉમરે ઇચ્છાવરથી પરણેછે. સ્ત્રીને માન આપેછે. સ્ત્રી વાંઝણી હોય તોજ બીજી પરણેછે. મડદાંને બાળે છે.

તેમને ધર્મ સંબંધી રીત નથી. તેઓ પૃથ્વી રાક્ષસોથી ભરપુરછે એમ માને છે, ને ભૂત, પિશાચ, વૈતાળ વગેરેને રાજી રાખવાને બકરાંનો ભોગ આપેછે. તથા ઝાડમાં ભૂત રહેછે એમમાની તેને પૂજેછે. પ્રથમ તેઓ લૂટફાટ કરતા પણ અંગ્રેજ સરકારે તેમને શાંત પાડયાછે. નાણું ધીરનારના જુલમથી સન ૧૮૫૫માં તેમણે બલવો કર્યો હતો.

પ્ર૦ કંધ લોક વિષે શું જાણોછો?

ઉ૦ કંધ=( પર્વતમાં રહેનાર ) તેઓ ઓરિસાના ડુંગરોમાં રહેછે. તેઓ વડિલના કબજામાં રહેછે. ઘરમાં બાપની હયાતી લગી દીકરાનું ચલણ નથી, તેમના ટોળાની મોટી શાખામાં જે મોટો છોકરો હોય તે તે ટોળાનો વડિલ થાયછે પણ તે નાલાયક હોય તો તેને કાઢી મૂકેછે. આખી જાતને કાંઈ કામ કરવું હોય ત્યારે એવા વડિલોના વિચાર પ્રમાણે કરેછે. તેમનામાં ખૂનને બદલે ખૂન કરવાનો ધારો હતો, પણ મરનારના કુટુંબને અનાજ વગે આપી સમજાવે તો માફ થતું. જખમી કરનારને જખમી થનારને પાળવો પડતો. ચોરેલા માલની કીમત લેતા, બેવાર ચોરી કરનારને નાત બહાર મૂકતા, વાંધા પતાવવાને અરસપરસ લઢતા કે શિકારી જનાવરના સોગંદ આપતા. વાંઝીઆની મિલકત તેના વડીલને મળતી. મિલકતની હકદાર સ્ત્રી નથી. મેળામાં કે ઉજાણીમાં લોકો મળ્યા હોય, તેમાંથી બળાત્કારે કન્યા હરણ કરવું એ તેમનામાં લગ્ન છે. કન્યા દીકરાથી મોટી પસંદ કરેછે. પુરૂષો નાના હોવાથી સ્ત્રીઓ તેમનાપર સત્તા ચલાવેછે ને એક છતાં બીજી સ્ત્રી તેમની રજા સિવાય થતી નથી. તેઓ એક ઠેકાણે લાંબી મુદત રહી ખેતી કરેછે, ને જમીનનો કસ જાય, ત્યારે

ગીજાનું ગામ વસાવી ત્યાં રહેછે.

પ્ર૦ તેમનામાં ખેતીના તથા બીજા ધારા કેવાછે?

ઉ૦ તેમને આર્ય લોકે ડુંગરોમાં નસાડયા ત્યારે ત્યાં જે લોક રહેતા તેમને ગુલામ કરી તેમની પાસે તેઓ વસવાયાનું કામ કરાવે છે.ને પોતે યુદ્ધનું કામ કરેછે. તેઓ ૧૮૩૬ લગી નરમેધ કરતા. નરમેધ કરવાને માણસને કિમત આપી ખરીદતા.

પ્ર૦ અનાર્ય લોકોમાં મુખ્ય કેટલાં કુળછે—અને તેમનાં લક્ષણ કેવાંછે?

ઉ૦ ૧લું કુળ ટિબેટ ને બ્રહ્મદેશથી હિમાલયની હદમાં આવી રહેલુંછે તે. ૨જું ઇશાન ખૂણને માર્ગે આવેલું તે દક્ષિણ હિંદના પહાડો માંછે.૩જું દ્રવિડ કુળ તે વાયવ્ય ખૂણને માર્ગે આવેલું તે મદ્રાસ ઈલાકાના દક્ષિણ ભાગમાં હાલ છે. એ કુળો સાથે હેતથી વર્તીએ તો તેઓ સાચા, નિમકહલાલ ને માયાળુ છે. અંગ્રેજોની દક્ષિણની લડાઇઓમાં ને પ્લાસીના યુદ્ધમાં લડનારા એ અનાર્ય લોક હતા તેમાંના જે લોકો ડુંગરામાં રહેછે, તેઓ બહાદૂર લડવૈયા છે. તેમાં હિમાલયની અનાર્ય ગુરખા જાત મુખ્યછે.

---

## પ્રકરણ ૪ થું.

પ્ર૦ આર્ય લોકનું મૂળસ્થાન કયાં હતું?

ઉ૦ હિંદમાં આવતા અગાઉ આર્યલોક મધ્ય એશિઆમાં રહેતા હતા એમ જણાય છે.

પ્ર૦ મધ્ય એશિઆમાંથી તેઓ કયાં કયાં ગયા?

ઉ૦ ૧કુળ હિંદમાં, ૨જું ઇરાનમાં ને ત્રીજું યુરેપામાં ગયું. ઈરાનની શાખાના વંશજો પારસી, અને યુરોપી શાખાના વંશજો ગ્રીક,

રોમન, અંગ્રેજ, જર્મન, ફ્રેંચ વગેરે છે. તેમણે ત્યાંના અસલ વતનીઓને જીતીને તાબે કરી પોતે ત્યાં વસ્યા.

પ્ર૦ મધ્ય એશિઆમાં આર્યોની અવસ્થા કેવી હતી?

ઉ૦ એ બાબત અનુમાન કરતાં જણાયછે કે તેઓ પોતાનાં ઢોર સાથે અરણ્યમાં ભટકતા, અને પાકને સારૂં એક સ્થળે લાંબી મુદત રહી મૂકામ કરતા. તેઓ ઉપયોગી પશુ પાળતા. લોઢાનાં હથિયાર વાપરતા, લૂગડાં પહેરતા, રાંધતા અને વણવાનો તથા સીવવાનો હુન્નર જાણતા.

પ્ર૦ યુરોપી અને હિંદી આર્યોનું મળતાપણું શાથી જણાયછે?

ઉ૦ એ બંને ટોળીઓના દેવ જુદા નહતા, અને ભાષાના શબ્દોનું ઘણું મળતાપણું છે તેથી.

પ્ર૦ હિંદના આર્યો કયે માર્ગે આવેલા જણાયછે?

ઉ૦ વેદના મંત્રો ઉપરથી જણાયછે કે તેઓ પ્રથમ અગ્નિખુણમાં કાબુલમાં આવ્યા, ને પછી ત્યાંથી ખૈબર ઘાટને માર્ગે હિંદમાં આવ્યા. પ્રથમ પંજાબમાં તેઓ ખેતી કરવા લાગ્યા, અને ત્યાંથી વધતા વધતા ગંગા સુધી ગયા.

પ્ર૦ રગ્વેદ શું છે અને તે ક્યારે રચાયો ગણાય છે?

ઉ૦ આર્ય લોક પ્રથમ પંજાબમાં વસ્યા, તેનું એ સ્મારક પુસ્તક છે, હિંદુઓ તેને અનાદિ કહેછે. પણ તેઓ પંજાબમાં આવ્યા ત્યારે એટલે ઈ૦ સ૦ પૂ૦ ૧૪૦૦ વરસ પર રચાયો હોય એમ જણાય છે. પણ તે નિશ્ચય નથી. તોપણ એટલું તો ખરૂં કે ઈ૦ સ૦ પૂ૦ ૬ ઠા સૈકામાં બુદ્ધ ધર્મ થયો, તે પહેલાં ઘણા કાળથી વેદ ધર્મ ચાલતો હતો. એમાં ૧૦૧૭ સૂકતો (પ્રકરણ કે ભાગ) છે, ને દરેક સૂકતમાં ૧૦૫૮૦ મંત્રો છે.

પ્ર૦ ઋગ્વેદના વખતમાં આર્યોની સ્થિતિ કેવી હતી?

ઉ૦ સિંધુને કાંઠે વસતા આર્યોમાં ઘણાં ગોત્રો હતાં, તે વખતમાં હાલના જેવો જ્ઞાતિ ભેદ નહોતો. કુટુંબનો પિતા તેજ ઘરનો પુરોહિત (ગોર) હતો. રાજા ઠરાવવાનું કામ પણ લોકને હાથ હતું. એ રાજાને વિસપતિ કહેતા. સ્ત્રીઓ ઊચ્ચ અવસ્થામાં હતી, કેટલીક સ્ત્રીઓને હાથે વેદના કેટલાંક સુંદર સુકતો રચાયલાં છે, સ્ત્રી પુરૂષ દેવની ઊપાસના સાથે કરતા, સતિ થવાનો ચાલ નહોતો, તેઓ ગોમાંસ ખાતા અને સોમરસ પીતા. અને દેવોને પણ તેજ ધરાવતા.

પ્ર૦ વેદના વખતમાં આર્યોમાં શો સુધારો હતો?

ઉ૦ એ વખતમાં લુહાર, કંસારા, સોની, સૂતાર, હજામ અને બીજા કારીગરો હતા, રથે ચઢીને કે ઘોડા ઉપર લડતા, યુદ્ધમાં હાથી વાપરતા નહોતા, ગામ બાંધીને રહેતા ને ખેતી કરતા, પણ કોઈ કોઈ પોતાની ગાયો સહીત ભમતા પણ ખરા. પશુ એ તેમનું ધન હતું.

પ્ર૦ વેદના વખતમાં હિંદી આર્યોના દેવો કયા કયા હતા?

ઉ૦ સૃષ્ટીની મોટી શક્તિઓ તે તેમના દેવ હતા. ઇંદ્ર, વાયુ, વરૂણ, અગ્નિ, સૂર્ય, એ મુખ્ય છે. સઘળા મળીને ૩૩ દેવ હતા. તેમાંના ૧૧ દેવલોકમાં, ૧૧ પૃથ્વી ઉપર અને ૧૧ અંતરિક્ષ વસેછે એમ માનતા. એ વખતના લોકો દરેક દેવને પરમેશ્વર તરીકે પૂજતા, પણ જે વખતે જે દેવને પૂજે તે દેવને સર્વેનો અધિષ્ઠાતા ગણતા. તેથી તેઓને એક પરમેશ્વર પૂજનારા ગણીએ તો ચાલે

પ્ર૦ વેદના મંત્રનો સાર કેવો છે?

ઉ૦ પરમેશ્વરની પ્રાર્થના અને મહાત્મ છે તેમાં કહેછેકે સૌથી પહેલાં પ્ર-

ભુ જન્મ્યો, ને તેણે પૃથ્વી ને આકાશ બનાવ્યાં. તે પ્રાણદાતા ને બળદાતા છે. તેની આજ્ઞામાં સર્વ દેવો છે. તે અમર છે. તેના વડે જાગૃતિ મળેછે અને શ્વાસ ચાલેછે, માણસ અને પશુ સર્વ ઉપર તેનો અમલ ચાલેછે. જેના વડે આકાશ તેજોમય છે, પૃથ્વી દૃઢ છે, સ્વર્ગ છે, ને જેણે અજવાળું અને હવા આપ્યાંછે, એવા પ્રભુને અમે ભોગ ધરાવીએ છીએ.

પ્ર૦ આર્યો મૂઆ પછીની સ્થિતિ વિશે શું માનતા?

ઉ૦ હિંદી, ગ્રીક, અને ઈટાલીઅન આર્યો શબને બાળતા. ને કહેતા કે જે સ્થળે આપણા પૂર્વજો ગયાછે તે માર્ગે જા, યમ રાજાને મળજે, સ્વધામ જા, કોઇ શરીરમાં જોડાઇ જા, જેમણે ધ્યાન વડે જય મેળવ્યોછે અને યુદ્ધ વડે જેમણે પ્રાણ ખોયોછે, તેની સમીપ જવા દો. ઈ૦

પ્ર૦ અથર્વ વેદમાં એ સંબંધી કયા મંત્રો છે?

ઉ૦ તું સ્વર્ગે લઈ જા, આપણી સ્ત્રીઓ અને બાળકો સ્વર્ગમાં છે તેમને મળીએ. આ દેહના લંગડાપણાથી છુટી આપણાં સંબંધીઓ ને મળીએ. વરૂણ તેને ઉપર લઈ જાઓ, વાયુ શાંત કરો, બુદ્ધિ સહિત પુણ્ય લોકમાં જવા દો, અજન્ગ આત્મા સ્વર્ગે જાઓ. ઈ૦

પ્ર૦ વેદ એટલે શું, તે કેટલા ને કયા કયા છે?

ઉ૦ વેદ એટલે ઇશ્વર સંબંધી જ્ઞાન. તે ચાર છે. રૂગ્વેદ, શામવેદ, યજુર્વેદ, અથરવેદ?

પ્ર૦ તેમાં શાનું વર્ણન હશે?

ઉ૦ ધર્મ સંબંધી જ્ઞાનના મંત્રો રૂગ્વેદમાં, સોમયજ્ઞના મંત્રો સામવેદમાં, હરકોઈ મોટા યજ્ઞ કરાવવાના મંત્રો યજુર્વેદમાં અને રૂગ્વેદ ના છેડાના થોડા મંત્રો તથા બીજા મંત્રો અથર્વ વેદમાં છે.

પ્ર૦ બ્રાહ્મણ નામે ગ્રંથોમાં શી હકીકત છે?

ઉ૦ યજ્ઞ કરાવવા વિષે તથા પુરોહિતોએ કરાવવાનાં કર્મોના ખુલાસા પ્રત્યેક વેદના સંબંધમાં ગદ્યમાં લખેલા છે.

પ્ર૦ વેદ તથા બ્રાહ્મણ ગ્રંથ પછી કયા ગ્રંથો બન્યા છે?

ઉ૦ ઉપનિષદો (એમાં પરમેશ્વર ને આત્મા વિષે વિચાર છે), અરણ્યક (અરણ્યમાં રહેનારા વૈરાગીઓને માટે ગ્રંથો), ઉપનિષદો, તેના પછી પુરાણ. તેઓને સ્મૃતિ કહેછે.

પ્ર૦ આર્યોની કયી કયી જાતો હતી?

ઉ૦ બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય એ ત્રણને દ્વિજ કહેતા અને અનાર્ય લોકની ચોથી જાત શૂદ્ર મળીને ચાર જાતો હતી.

પ્ર૦ એ જાતો એક બીજા સાથે કેવો વ્યવહાર રાખતી ?

ઉ૦ ત્રણ જાતોનો નિકટ સંબંધ હતો. પણ શૂદ્ર જાતને યજ્ઞ કે જમણવારમાં દાખલ કરતા નહિ, તથા તેમને કામ પણ નીચાં સોંપતા.

પ્ર૦ બ્રાહ્મણની શ્રેષ્ટતા શાથી રહી?

ઉ૦ ધર્મ ગુરૂની પદ્ધિ શ્રેષ્ટ ગણાયછે પણ તેમ કરવામાં સંસારનો વૈભવ છોડી દેવો જોઇએ એમ વેદમાં કહ્યું છે, અને તે બ્રાહ્મણોએ છોડયો તેથી તેઓ માત્ર ઉપદેશકનું અને મંત્રીનું કામ કરતા, પણ રાજાનું કામ કરતા નહિ.

પ્ર૦ બાકીની જાતોને કયાં કામ કરવાનાં હતાં?

ઉ૦ ક્ષત્રીએ દેશ રક્ષણ, વૈશ્યે ખેતી, હુનર ને વેપાર અને શૂદ્રે દાસપણું.

પ્ર૦ બ્રાહ્મણોને ચાર આશ્રમમાં શું કામ કરવું પડતું?

ઉ૦ ૧ બ્રહ્મચર્ય (નાનપણ તથા જુવાની) વિદ્યા ભણવી તથા ભિક્ષા માગી ગુરૂ સેવા કરવી.

૨ ગ્રહસ્થાશ્રમ–લગ્ન કરી સંસાર ભોગવવો.

૩ વાનપ્રસ્થ—ફળ ફળાદિ ખાઇ વનમાં ઇશ્વર ભક્તિ કરવી.

૪ સન્યસ્થ—સંસારનો ત્યાગ કરી પરમાત્મા સાથે લીન્ન થવું, માગવા ન જતાં જે આપે તે ખાવું, એક ગામમાં એક રાત્રીજ રહેવું, વિદ્યા તથા ભક્તિમાં વખત ગાળવો.

પ્ર૦ હાલના બ્રાહ્મણોની શ્રેષ્ટતા શાથી રહી છે?

ઉ૦ જો કે મોટાં મોટાં રાજ્યો, ધર્મો, યોદ્ધાઓ એ સૌનો નાશ થયો પણ બ્રાહ્મણોના પૂર્વજોએ ૩૦૦૦ વરસથી ચલાવેલી કેલવણી અને મિતાહારથી જે શાંતપણે શ્રેષ્ટતા મેળવી છે તે અદ્યાપી લગી છે.

પ્ર૦ બ્રાહ્મણોના ધર્મ સંબંધી વિચાર કેવા હતા?

ઉ૦ વેદની અવસ્થા પછી તેઓ અદ્વૈત પરમેશ્વરને માનતા પણ વેદના દેવોનો અનાદર ન કરતાં બીજાઓને તે માનવા દીધા.

પ્ર૦ હિંદુના ત્રણ દેવો શું શું કામ કરતા?

ઉ૦ બ્રહ્મા—સરજાવે, વિષ્ણુ—પાલન કરે, શિવ—સંહાર કરે ને ફરી પેદા કરે.

પ્ર૦ હાલના હિંદુઓના દેવ શાનાં રૂપ છે?

ઉ૦ દશ કે ચોવીસ અવતારો એ વિષ્ણુનાં રૂપ છે અને શીવ વિષ્ણુનાં નર ને નારી રૂપ એ હાલના હિંદુઓના દેવ છે.

પ્ર૦ તત્વજ્ઞાનનાં કયાં કયાંપુસ્તકો બ્રાહ્મણોએ બનાવ્યાં છે અનેક્યારે?

ઉ૦ સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, પૂર્વ મિમાંસા, ઉત્તર મિમાંસા, એ ૭ શાસ્ત્ર કહેવાય છે તે ઇ૦ સ૦ પૂ૦ ૫૦૦ વરસપર અને પાણિની વ્યાકરણ ઈ. સ. પૂ. ૩૫૦ વરસ પર રચાયું જણાયછે.

પ્ર૦ ગદ્યમાં લખવાની વિદ્યા શાથી જતી રહી છે?

ઉ૦ બધી વિદ્યાઓ મોંએ કરાવતા અને તેમ કરવામાં શ્લોક વધારે

ઊપયોગી માટે ગદ્ય લખાણ ધીરે ધીરે નીકળી ગયું.

પ્ર૦ બ્રાહ્મણોનું જ્યોતિષજ્ઞાન કેવું હતું?

ઉ૦ ૩ હજાર વરસની પૂર્વે સૂર્યની ગતિનો વરતારો કર્યો હતો તથા વરસના ૩૬૦ કરતાં વધારે દિવસ હોવાથી દર ત્રણ વરસે અધિક માસ કર્યો છે. ચંદ્ર, રાશિ, ને ગ્રહોનું જ્ઞાન તેમને હતું. રમળના પાસાની વિદ્યા ગ્રીકથી લાવ્યા હતા, ઈ. સ. એક હજારમાં મુસલમાનો આવ્યા પછી તેમના વિદ્યાની પડતી થઇ.

પ્ર૦ તેમનામાં કોઇ ખગોળ વેત્તાઓ થયા છે તથા નિરીક્ષા સ્થળ હતાં?

ઉ૦ આર્ય ભદ્દ, ભાસ્કારાચાર્ય, એ ખગોળવેત્તા તથા કાશી, ઉજ્જન, ને જેપુરમાં નિરીક્ષા સ્થળ હતાં.

પ્ર૦ વૈદક વિદ્યા બ્રાહ્મણોમાં હતી કે નહિ અને તેના કયા કયા પ્રસિદ્ધ ગ્રંથો છે?

ઉ૦ તેમણે વૈદક શાસ્ત્ર ઊપવેદમાં ગણેલું છે. એ વિદ્યામાં નિપુણ હતા, શસ્ત્ર વિદ્યા પણ હતી. પ્રજાપતિ, ધન્વંતરી, ચરક, ઇત્યાદિ ગ્રંથો છે. તેમની આ વિદ્યા પ્રથમ અર્બસ્તાનમાં અને ત્યાંથી યુરોપમાં ગયી છે.

પ્ર૦ હિંદુ વૈદક વીદ્યાની પડતી શાથી થઇ?

ઉ૦ બુધ ધર્મ થયા પછી ઘણી નાતો થઈ અને લોહી માંસને અડકવામાં પાપ ગણાવા લાગ્યું. તેમાં વળી મુસલમાની અમલ થયા પછી હકીમોને આશ્રય મળવાથી એ વીદ્યા ગામડીઆ વૈદો પાસે રહી. હતી પણ હાલ આ રાજ્યમાં તેનો ઊદય થવા માંડયો છે.

પ્ર૦ તેઓમાં સંગીત કળા હતી કે નહિ અને હાલ તેની કેવી સ્થિતિ છે?

ઉ૦ તેમણે ૨૩૦૦ વરસ પર ૭ સુર કલ્પેલા હતા. તે ઇરાનમાં થઇ

અર્બસ્તાનમાં અને ત્યાંથી એ વિદ્યા યુરોપમાં ગઇ. મુસલમાની રાજ્યથી પડતી તેની થયેલી, પણ હાલ તેનો જીર્ણોદ્ધાર થવા માંડયોછે.

પ્ર૦ બ્રાહ્મણોમાં ધર્મ શાસ્ત્ર(કાયદા)કયા છે અને તેમાં શી હકીકત છે?

ઉ૦ ઈ. સ. ની પૂર્વે સુમારે ૭૦૦ વરસ પર રચાયલું ગૃહ્ય સૂત્ર, ઇ. સ. પૂ. ૫૦૦ વરસ ઊપર બનેલી મનુસ્મૃતિ, ને છેલી યાજ્ઞવલ્કય સ્મૃતિ વગેરે એ બાબતના ગ્રંથો છે. તેમાં રાજા પ્રજાએ ચાલવાના નિયમ તથા લગ્ન, વારસો વિગેરે બાબતના પણ નિયમોછે.

પ્ર૦ હિંદુઓનો હાલનો ઘર વ્યવહાર ચલાવવાના કાયદાની ત્રણ શાખાઓ કઈ કઇ?

ઉ૦ આચારાધ્યાય, વ્યવહારાધ્યાય, પ્રાયશ્ચિતાધ્યાય.

પ્ર૦ બ્રાહ્મણોમાં કવિતા વિદ્યા કેવી હતી અને તેના મુખ્ય ગ્રંથકયાછે?

ઉ૦ રસાલંકાર સહિત કવિતા બનાવવામાં તેઓ કુશળ હતા. વરસવાર ઇતિહાસ નહોતા લખતા, પણ વિરોનાં ચરિત્ર કવિતામાં વર્ણવ્યાંછે. મહાભારત અને રામાયણ એ તેમની કવિતાના નમુનાછે.

પ્ર૦ મહાભારતમાં શી બીના છે? ને તે કેવડું પુસ્તક છે?

ઉ૦ ચંદ્રવંશી કૌરવ પાંડવની હકીકત તથા તેઓના યુદ્ધનું વર્ણન, દેવોની વાર્તાઓ, ક્ષત્રીઓની ફરજો તેમાં વિશેષે કરીને બ્રાહ્મણોને માન આપવાની તેમની ફરજ, અને ધર્મના વિષયનું જ્ઞાન કરવાના ઊપદેશ એ આદિ છે.

પ્ર૦ મહાભારતની વાત ટુંકામાં કહો?

ઉ૦ હસ્તિનાપુરમાં (દિલ્લીની પૂર્વે હતું) ધ્રુતરાષ્ટ્ર રાજા રાજ કરતો હતો. તેને સો છોકરા હતા, તેમને કોરવ કહેતા. તેમાં મોટાનું નામ દુર્યોધન હતું. એ ધૃતરાષ્ટ્રનો ભાઇ પાંડુ મરી ગયો હતો, તેને પાંચદીકરા હતા. એ પાંચે કાકાના દરબારમાં ભણી ગણીને પાવરધા થયા. કાકાએ

તેમને અરધનું રાજ્ય આપવું ઠરાવ્યું, પણ તે દુરજોધનને ગમ્યું ન નહી તેથી તેણે દગાથી પાંચ પાંડવને રહેવાનું મકાન બાળી દીધું. પાંડવો વનમાં ભટક્યા પછી ધ્રુપદરાજાએ પોતાની કુંવરી દ્રૌપદી માટે સ્વયંવર રચ્યો. તેમાં કરેલી સરત પાંડવમાંના અરજુને પાળી. તેથી દ્રૌપદી પાંચે ભાઇને વરી. કાકાએ ફરીને અડધું રાજ્ય આપ્યું, પણ દુર્યોધને મોટા પાંડવ યુધિષ્ટરને જુગટું રમાડી રાજ્ય વગેરે હરાવી તેને ૧૨ વરસ વનમાં કહાડયો. મુદત પૂરી થયે રાજ્ય માગ્યું. તે દુર્યોધને ન આપ્યાથી બંને પક્ષે લડાઈની તૈયારી કરી. પાંડવ તરફ ધ્રુપદ ને દ્વારકાંના કૃષ્ણ હતા. પાંણીપત (કુરૂક્ષેત્ર) માં અરાડ દીવસ યુદ્ધ ચાલ્યું તેમાં સઘળા કૌરવો મરાયા ને પાંડવ જીત્યા. પછી પાંડવો અરજુનના પૌત્રને રાજ્ય સોંપી હીમાળે ગળવા ગયા ત્યાં મરણ પામ્યા એટલી વાત છે.

પ્ર૦ રામાયણમાં શીવાત છે તે કહો?

ઉ૦ અયોધ્યાના દશરથ રાજાને ચાર કુંવર હતા. તેમાં રામ સૌથી મોટા હતા. મિથિલાના રાજા જનકે પોતાની દીકરી સીતા માટે સ્વયંવર કર્યો તેમાં રામ પરણ્યા. દશરથ ઘરડો થયો, ત્યારે રામને ગાદી આપવા માંડી, પણ તેની ઓરમાન મા કૈકૈના આગ્રહથી રામને વનવાસ કહાડયા. રામ, તેનો ઓરમાઈ લક્ષ્મણ ને સિતા એ ત્રણ વનમાં જઈ નાસીક પાસે જંગલમાં ઝુંપડી બાંધી રહ્યા. ત્યાંથી લંકાનો રાજા રાવણ સીતાને લેઈ ગયો. રામ ખોળતા ખોળતા લંકામાં ગયા ને રાવણને મારી સીતા પાછી આણી. અયોધ્યે જઈ રાજ્ય કર્યું, ફરી સીતા એકલીને વનમાં કહાડી. વાલ્મીકને ત્યાં સીતાને બે પુત્ર થયા. રામે અશ્વમેધ કર્યો, ત્યારે તેમનો એ ઘોડો રામના બે છોકરાએ બાંધ્યો. એ છોકરાના પરાક્રમથી રાજી થઇ

રામ સીતાને સાથે અયોધ્યે લેઈ ગયા, આટલી વાત છે.

પ્ર૦ ત્યાર પછી થએલાં વીરરસ કાવ્યો ક્યાં?

ઉ૦ રઘુવંશ ને કૂમાર સંભવ. એ બંને કાળીદાસ કૃત્ય કહેવાય છે.

પ્ર૦ શકુન્તલા નાટકમાં શી હકીકત છે.

ઉ૦ દુસ્યંત નામે રાજા શકુન્તલા નામે ઋષિ કન્યાને ગાંધર્વ લગ્નથી પરણ્યો અને નિશાની દાખલ વીંટી આપી. કેટલેક દિવસે શકુન્તલાને પુત્ર અવતર્યો તે મોટો થયો, તેને લઇને રાજાની પાસે ગઇ. પણ રાજા તેને ઓળખતો નથી તેથી તે ખેદ કરેછે. આખરે વીંટી જડી એટલે રાજા પોતાને ત્યાં રાખેછે. તે પુત્ર મોટો થયો અને ભરતના નામથી ઓળખાયો. એ ભરતના નામપરથી હિંદનું નામ ભરતખંડ કહેવાયછે.

પ્ર૦ એ સિવાય બીજાં કયાં કયાં નાટકો છે ?

ઉ૦ મૃચ્છ કટી ( તેમાં અપરાધી સજા પામેછે અને નિરપરાધી બચેછે ) નળદમયંતિ ( જુગારી રાજા અને તેની પતિવ્રતા સ્ત્રી)

પ્ર૦ પશુ વાર્તાનું કયું પુસ્તકછે?

ઉ૦ પંચ તંત્ર. તેનો છઠા સૈકામાં ફારશી તર્જુમો થયો અને ત્યાંથી યુરોપ, ને અમેરિકામાં એ વાર્તાઓ ગઈ.

પ્ર૦ સંગીત કવિતાનું કયું પુસ્તક છે?

ઉ૦ ગીતગોવીંદ નામે જયદેવે રચેલું સુંદર કાવ્ય છે.

પ્ર૦ બ્રાહ્મણોની અદ્યાપિ લગી ઉંચી સતા શાથી ટકી રહીછે?

ઉ૦ તેઓ લાંબી મુદત થયાં ગ્રંથ લખનારા, વિદ્વાનો, હિંદુરાજા રાણાના મંત્રીઓ, ઉપદેશકો અને હિંદુ શિક્ષકો એ આદિ કારણોથી.



## પ્રકરણ ૫ મું.

પ્ર૦ બુદ્ધ ધર્મનો ઉદય કોણે ને ક્યારે કર્યો?

ઉ૦ ગૌતમ બુદ્ધ નામે પુરૂષે ઈ.સ. પૂ. ૫૮૭માં એ ધર્મ સ્થાપ્યો.

પ્ર૦ ગૌતમ બુદ્ધ કોણ હતો?

ઉ૦ કપિલ વસ્તુના રાજા સુદ્ધોદનનો કુંવર હતો. એનું રાજ કાશીની ઉત્તરમાં સો મૈલ પર હતું.

પ્ર૦ બુદ્ધે શીરીતે ધર્મ સ્થાપ્યો?

ઉ૦ નાનપણથી એની વૈરાગ વૃત્તિ હતી. ત્રીશ વરસની ઉમરે એને પુત્ર થયાથી સંસારની જાળમાંથી છૂટાશે નહિ એમ વિચાર કરી એકદમ રાત્રે તે જંગલમાં જતો રહ્યો.પાંચ છ વરસ સુધી અભ્યાસ કરી ધર્મજ્ઞાન સંપાદન કર્યું તથા તપ કર્યું. પણ તેથી તેનું મન શાંન્ત થયું નહીં. તેને માણસ જાતનું કલ્યાણ થાય એવો ઉપદેશ કરવાની વૃત્તિ થઇ. તેથી તેણે ૪૪ વરસ સુધી ઉપદેશ કર્યો.

પ્ર૦ બુદ્ધનો ઉપદેશ શો હતો?

ઉ૦ મોક્ષ સર્વ મનુષ્યને મળી શકે છે. પણ તે કલ્પિત દેવને સંતોષ્યાથી મળતો નથી. પણ કર્મથી મળે છે. માણસ જેવાં કર્મો કરે તેવાં ફળ મળે. સારા કામનું સારૂં ને બુરાનું બુરૂં ફળ મળે. આ ભવમાં સુખ કે દુખ મળે તે પાછલાં ભવનાં કર્મનું ફળ છે. આ ભવમાં કરીશું તેવું આવતા ભવમાં પામીશું. આ ભવના ગુણ કર્મ પ્રમાણે આવતા ભવમાં સારી નઠારી અવસ્થામાં જન્મેછે.

પ્ર૦ નિર્વાણ એટલે શું?

ઉ૦ આત્માનું પરમાત્મા સાથે ભળી જવું ને ફરીને જન્મ મરણનું બંધ થવું તે નિર્વાણ કે મોક્ષ. સન્માર્ગે ચાલવાથી નિર્વાણ મ-

જે એવું બુદ્ધનું મત હતું.

પ્ર૦ બુદ્ધે મનુષ્યની કયી ત્રણ ફરજો બતાવી છે?

ઉ૦ સંયમ (મન મારવું), બીજા મનુષ્યપર હેત ને નાના મોટા સર્વ જીવને માન.

પ્ર૦ બુદ્ધ પોતાનો ધર્મ ફેલાવવાને શું કરતો હતો?

ઉ૦ પ્રથમ તો થોડીક સ્ત્રીઓ એનો ઉપદેશ સાંભળતી. પછી પુરૂષો શિષ્ય થયા. એ શિષ્યોને આઠ કોરા માસ પ્રદેશમાં ઉપદેશ કરવા મોકલતો તેઓ ચોમાસામાં એક જગાએ વસી ઉપદેશ કરતા. થોડી મુદતમાં રાજા, રાણા, ધનવાન ને ગરીબ, ઉંચ ને નીચ, બ્રાહ્મણ ને તપસ્વી, ખેડુત, વેપારી ને કારીગર એ સઘળા એના શિષ્યો થયા. બુદ્ધનો બાપ, સ્ત્રી ને છોકરો પણ શિષ્ય થયા.

પ્ર૦ બુદ્ધનો જન્મ મરણ કયારે થયાં?

ઉ૦ ઈ૦ સ૦ પૂ૦ ૬૨૩ માં બુદ્ધ જન્મ્યો, ૩૬ વરસની ઉમરે ધર્મ ચલાવ્યો ને ઈ૦સ૦પૂ૦ ૫૪૩ માં ૮૦ વરસની ઉમરે બુદ્ધ નિર્વાણ પામ્યો.

પ્ર૦ બુદ્ધ ધર્મની નવી સભા કયારે ને શામાટે થઈ?

ઉ૦ ઈ૦સ૦પૂ૦ ૫૪૩ માં બુદ્ધના મરણ પછી તેના પાંચસેં શિષ્યો પટણા પાસેની એક મોટી ગુફામાં એકઠા થયા ને તેમણે બુદ્ધનાં વચનોનો સંગ્રહ કર્યો. એ સંગ્રહના ત્રણ ભાગ પાડયા. ૧ લો બુદ્ધનાં વચન, ૨ જો નીતિના નિયમ, ૩ જો બુદ્ધ માર્ગના મત.

પ્ર૦ બીજી બુદ્ધ સભા કયારે ને શામાટે મળી?

ઉ૦ ઇ૦સ૦પૂ૦ ૪૪૩ માં બુદ્ધ મતને અનુસરનારાને થોડા અનુસરનારા વચેની તકરાર પતાવવાને બુદ્ધના સાતસેં શિષ્યોની સભા મળી હતી.

પ્ર૦ મગધ ( બાહાર ) ના કયા રાજાએ બુદ્ધ ધર્મને આશ્રય આપ્યો?

ઉ૦ ઈ૦સ૦પુ૦ ૨૫૭ માં અશોક બુદ્ધ ધર્મી થયો. એણે ૬૪૦૦૦ ગોરજીઓને આશરો આપ્યો.

પ્ર૦ અશોકે બુદ્ધ ધર્મ ફેલાવવાને શું કરયું?

ઉ૦ બુદ્ધ ધર્મને રાજ્ય ધર્મ કર્યો. એના આખા રાજ્યમાં બુદ્ધ ધર્મી પ્રજા થાય માટે એણે પાંચ ઉપાય કર્યા. ૧ બુધ ધર્મની સભા કરી, ૨ એ ધર્મની આજ્ઞા જાહેર કરી, ૩ એ ધર્મ પવિત્ર રહે માટે તેની દેખરેખ સારૂ અમલદાર નીમ્યા, ૪ એ ધર્મનો ઉપ- દેશ કરવાને સાધુઓ મોકલ્યા, ૫ બુદ્ધના ધર્મશાસ્ત્રનાં મતનું શો- ધન કરાવ્યું.

પ્ર૦ એ પાંચે ઉપાય શીરીતે પાર પાડયા?

ઉ૦ એણે ઈ૦સ૦પૂ૦ ૨૪૪ માં હજાર બૌધ ધર્મી શિષ્યોની સભા બોલાવી. તેથી બુદ્ધના ઉપદેશને નામે એ ધર્મના જતીઓએ જે ખોટો ઉપદેશ ચલાવ્યો હતો તે એથી બંધ પડયો. એ સભાએ નક્કી કરેલો ધર્મ એશિઆના દક્ષિણ ભાગના બુદ્ધ ધર્મીઓ માને છે. એ ધર્મની આજ્ઞાઓ સ્તંભો ઉપર, ગુફાઓમાં ને ખડકોમાં કોતરાવીને જાહેર કરી. શુદ્ધ ધર્મ રાખવા, તેપર નજર રાખવા ને તેનો ફેલાવો કરવાને રાજ્ય ખર્ચે એક ખાતું સ્થાપ્યું. વળી માણસને માટે રસ્તા ઉપર કુવા ખોદાવ્યા, ઝાડો રોપાવ્યાં, ધર્મ- શાળા કરાવી અને જનાવરો માટે પાંજરાપોળો કરાવી. લોકોની નીતિ ઉપર દેખરેખ રાખવા તથા જુવાન સ્ત્રી પુરૂષોને ભણાવ- વામાં ઉત્તેજન આપવાને અધિકારીઓ ઠરાવ્યા. એણે પોતાના રાજ્યમાં ઉપદેશથી પોતાનો ધર્મ ફેલાવ્યો ને પરરાજ્યમાં પણ એ- જ રીતે ફેલાવ્યો. બળાત્કારે મનાવ્યો નહિ. તેમજ એ ધર્મનાં

મતો જાળવી રાખવાને બૌદ્ધ ધર્મ શાસ્ત્રોનો સંગ્રહ કરાવ્યો.

પ્ર૦ અશોક પછી બૌદ્ધ ધર્મને કોણે આશ્રય આપ્યો?

ઉ૦ સિથિયન રાજા કનિસ્કે. એ રાજા હિંદની વાયવ્યમાં ઇ. સ. ૪૦ માં રાજ્ય કરતો હતો. એણે બુદ્ધ ધર્મની ચોથી સભા બોલાવી ને એ ધર્મનું ફરીને શોધન કરાવ્યું.

પ્ર૦ કનિસ્કનું સંશોધન કરેલો ધર્મ કયાં ચાલેછે?

ઉ૦ ચીન, તિબેટ, તાર્તરી ને જાપાનમાં.

પ્ર૦ અશોકને કનિસ્કની સભાના ધર્મને શું કહેછે?

ઉ૦ અશોકનો દક્ષિણ ને કનિસ્કનો ઉત્તર પંથ કહેછે.

પ્ર૦ ઉત્તરપંથ ચીનમાં રાજ્ય ધર્મ કયારે થયો?

ઉ૦ ઈ. સ. ૬૫ માં.

પ્ર૦ બુદ્ધે માણસ જાતના વિભાગ શા પ્રમાણે કર્યા છે?

ઉ૦ નાત પ્રમાણે નહિ પણ પુણ્ય પ્રમાણે કર્યાછે.

પ્ર૦ બુધનો સામાન્ય ઉપદેશ શો હતો?

ઉ૦ એણે માબાપની આજ્ઞા માનવી, માણસ ને જનાવરપર દયા કરવી, ને બ્રાહ્મણ ને ગુરૂને પુજ્ય માનવાનું શીખવ્યું. સદ વૃત્તિ પાળવી ને દેવને ભોગ ન આપવાનું ફરમાવ્યું. તેથી દેવને બદલે નિર્વાણ પામેલા તિર્થંકરોની પુજા દાખલ થઈ. પ્રથમ એ ધર્મ માં જતી ને આરજાના અપાશરા હતા, પણ પાછળથી તિર્થંકરોનાં દેહેરાં થયાં.

પ્ર૦ બુદ્ધની હયાતી માટે કેટલાક શું ધારે છે?

ઉ૦ બુદ્ધ થયોજ નથી એમ કહેછે. બુદ્ધ એટલે જ્ઞાની. ને સાંખ્ય મત ઉપરથી એ ધર્મ નીકળ્યો છે એમ કહે છે પણ તે ખરૂં નથી.

પ્ર૦ બુદ્ધ ધર્મના ફેલાવાથી બ્રાહ્મણ ધર્મની શી દશા થઇ?

ઉ૦ બુદ્ધ ધર્મના ખરા બળ વખતે પણ બ્રાહ્મણ ધર્મ બિલકુલ નાબુદ થયો નહોતો. ઇ. સ. ૧૦૦૦ સુધી હિંદમાં બંને ધર્મ ચાલ્યા. કેટલાક રાજાના સમયમાં બૌદ્ધ ધર્મ પ્રબળ થયો પણ બ્રાહ્મણ ધર્મ છેક નાશ પામ્યો નહોતો. એ બંને ધર્મના મિશ્રણથી હાલનો ધર્મ થએલોછે.

પ્ર૦ બૌધ ધર્મને આશ્રય આપનાર છેલ્લો મોટો રાજા કયો થયો?

ઉ૦ કનોજનો રાજા શિલાદિત્ય. એણે ઈ. સ. ૬૩૪ માં એક સભા બોલાવીને બૌધ ધર્મ ફેલાવ્યો. એણે પુષ્કળ દાન કર્યું ને ધર્મનો ફેલાવો પણ ઘણો કર્યો.

પ્ર૦ શિલાદિત્યની સભામાં કયા કયા ધર્મના લોકો હતા?

ઉ૦ ઉત્તર ને દક્ષિણ બુદ્ધ સંપ્રદાયના સાધુઓ ને બ્રાહ્મણો.

પ્ર૦ એમણે સભામાં આવીને શું કર્યું?

ઉ૦ પ્રથમ બંને બૌદ્ધ સંપ્રદાયના સાધુઓએ ને પછી બ્રાહ્મણોએ સંવાદ કર્યા.

પ્ર૦ શિલાદિત્યની દાન કરવાની રીત કેવી હતી?

ઉ૦ દર પાંચ વર્ષે એ રાજા પ્રયાગ ક્ષેત્રમાં આવી પોતાના તાબાના તમામ રાજા રાણા ને પ્રજાને પંચોતેર દીવસ લગી જમાડતો. પછી પોતાની સઘળી દોલત બ્રાહ્મણ, જતી, સાધુ ને પરધર્મી કોઇનો પણ ભેદ ગણ્યા વગર આપી દેઇ છેલ્લે દિવસે પોતાનાં પંડનાં વસ્ત્રાભુષણ આપી દેતો ને બુદ્ધની માફક ભીખારીનો વેષલેતો.

પ્ર૦ નલંદનો અપાશરો શા કામનો હતો?

ઉ૦ આ મોટા અપાશરામાં બૌદ્ધ ધર્મના ૧૦ હજાર જતીઓ ને શિષ્યો ધર્મવિદ્યા, કાયદા, તત્વજ્ઞાન, વૈદક વગેરે ભણતા ને ભક્તિ કરતા. તે સઘળા રાજ્યખર્ચે નભતા હતા.

પ્ર૦ હિંદમાંથી બૌદ્ધ ધર્મનો નાશ શીરીતે ને ક્યારે થયો?

ઉ૦ ઈ સ. ૮૦૦ સુધીમાં બ્રાહ્મણ ધર્મ ધીરે ધીરે બળવાન થયો ને બૌદ્ધ ધર્મ જીર્ણ થયો. વળી લોકોના ધર્મ સંબંધી વિચારો બદલાયાથી પણ એ ધર્મ નરમ પડ્યો, ને મુસલમાનો આ દેશમાં જામ્યા, તે પહેલાં એ ધર્મ આ દેશમાંથી બીલકુલ જતો રહ્યો.

પ્ર૦ હાલમાં બૌદ્ધ ક્યાં ક્યાં ચાલેછે?

ઉ૦ દુનીઆની વસ્તીના લગભગ અરધા ભાગમાં એ ધર્મ ચાલેછે. તિબેટ, માંચુરીયા, ચીન, જાપાન, બ્રહ્મદેશ, કોચીન શીયામ ને મલાક્કાના બેટોમાં એ ધર્મ ચાલેછે. ચોવીસેં વરસ સુધી ઘણા ધર્મો સાથે બાથ ભીડીને પોતાની જન્મ ભૂમીમાં નહી તો દુનીઆના ઘણા ભાગમાં હયાતી ભોગવેછે. ને એ ધર્મ માનનારાની સંખ્યા જેટલી બીજા કોઇ પણ ધર્મમાં નથી.

પ્ર૦ જૈન ધર્મમાં શું છે?

ઉ૦ એ બુદ્ધ ધર્મ ઉપરથી નીકળેલો પંથછે. તેઓ યજ્ઞ માનતા નથી. પોતાની ભૂત ભવિષ્યની હાલત કર્મ ઉપરથી માનેછે. મનુષ્યને પશુ હત્યા કરવાનું ના કહેછે. તેઓ ૨૪ સિદ્ધ પુરૂષો (જીનો)ને પુજેછે. એવા જીનો ભૂત, ભવિષ્ય ને વર્ત્તમાન દરેક કાળમાં ૨૪ થવાના માનેછે. એ જીનોની મૂર્ત્તીઓ દેહેરાંમાં રાખી પુજેછે. એ ધર્મ માનનારા પૈસાદાર છે ને તેઓ બહુ દાનેશરીછે. હાલની પાંજરાપોળોને આશ્રમ આપનારા એ લોકોછે.

---

## પ્રકરણ ૬ ઠું.

પ્ર૦ હિંદનો ઇતિહાસ જાણવાને બહારનાં ક્યાં સાધનો હતાં?

ઉ૦ ગ્રીક ઇતિહાસ કર્ત્તા હોમરના વખતમાં હિંદ ને ભૂમધ્ય સમુદ્ર

વચ્ચે વેપાર ચાલતો હતો એમ જણાય છે. વળી હિંદમાં નીપજતી ચીજોનાં નામ હિબ્રુ બાઇબલમાં છે. ગ્રીક ઇતિહાસ કર્ત્તા હેકાતૈઓ-સે પણ હિંદ વિશે કહ્યું છે. સિંધુ નદી સુધીનું જ્ઞાન હીરોદોતસને પણ હતું. કતેશિયસ નામે વૈદ્યે ઇરાનમાં રહી હિંદની પેદાશ, રંગ, વણાટ, વાંદરા, પોપટ, વગેરેનું થોડું જ્ઞાન મેળવ્યું. પણ સિંધુની પૂર્વના હિંદનો ઇતિહાસતો ગ્રીસના સિકંદર પાદશાહ સાથે ગએલા ઇતિહાસ કર્ત્તાઓએ યુરોપમાં આણ્યો.

પ્ર૦ સિકંદર હિંદમાં ક્યારે આવ્યો ને શું કર્યું?

ઉ૦ ગ્રીસ દેશનો આ મહાન પાદશાહ ઇરાન જીતીને સિંધુ ઓળંગી હિંદમાં આવ્યો. તે વખતે પંજાબમાં નાનાંનાનાં ઘણાં રાજ્યો હતાં. તેમાં પોરસ નામે રાજા ઝેલમ નદીને કાંઠે ચીલીયનવાલાની પશ્ચિમે ચૌદ મૈલ પર સિકંદરની સામો થયો. તેમાં પોરસ જખમી થયો ને સિકંદરને તાબે થયો. સિકંદરે તેના પરાક્રમથી રાજી થઇ તેનું રાજ્ય પાછું સોંપ્યું.

પ્ર૦ એ જીત થઇ તે જગાએ સિકંદરે કયાં શહેર વસાવ્યાં?

ઉ૦ ઝેલમને પશ્ચિમ કાંઠે હાલના જલાલપુરની પાસે બુકેફલા ને પૂર્વ કાંઠે નિકાયા (હાલનું મોંગ) વસાવ્યાં.

પ્ર૦ સિકંદર પંજાબમાંથી પૂર્વમાં કેમ ન ગયો?

ઉ૦ સિકંદર પોરસના રાજ્યમાં થઇ બિઆસ નદી સુધી જઇ સોભ્રાઓનની પાસે મૂકામ કર્યો. ત્યાંથી ગંગા સુધી જવાનો તેનો વિચાર હતો, પણ ઉનાળાના તાપથી ને મોસમના પવનના તોફાનથી તથા સિંધુના કાંઠા ભણીની હિંદુ જાતો વઢવા ઉઠયાથી તેનું લશ્કર નાઉમેદ થઈ ગયું ને તે પાછો ફર્યો.

પ્ર૦ સિકંદર પાછો ફરીને ક્યાં ગયો?

ઉ૦ પાછો ફરીને ઝેલમના કાંઠા ઉપર આવ્યો ને ત્યાંથી ૮૦૦૦ લશ્કર હોડીઓમાં મોકલ્યું ને બાકીનું લશ્કર લેઈ પોતે કાંઠે કાંઠે દક્ષિણમાં ગયો.

પ્ર૦ સિકંદર દક્ષિણમાં ક્યાં સુધી ગયો?

ઉ૦ મુલતાન પાસે જઈ માલ્લી લોક સાથે લડાઈ કરી તેમાં તે ઘાયલ થયો. ત્યાંથી તે પંજાબની પાંચે નદીઓ જ્યાં મળેછે ત્યાં લાંબી મુદત મુકામ રાખી રહ્યો ને સિકંદ્રિઆ શહેર વસાવ્યું. ને ત્યાં કિલ્લાના રક્ષણાર્થે ફોજ ને સુબો મૂકી નવાં વહાણ બંધાવી સિંધમાં પેઠો.

પ્ર૦ સિંધમાં જઈને સિકંદરે શું કર્યું?

ઉ૦ સિંધમાં પતલ એટલે હૈદ્રાબાદ શહેર વસાવ્યું. ને ત્યાં દરિયા કાંઠે જઈ નિઆર્કસ નામે સરદારની સરદારી નીચે દરિયા માર્ગે થોડુંક લશ્કર ઈરાની અખાતમાં થઈ આવવાને લશ્કર મોકલ્યું. ને બાકીનું બલુચીસ્તાનની વાટે પોતે લેઈ ગયો. ઇ. સ. પુ. ૩૨૫ માં સુસા શહેરમાં પહોંચ્યો.

પ્ર૦ સિકંદરની સ્વારીનું પરિણામ શું થયું?

ઉ૦ સિકંદરે પંજાબમાં ને સિંધમાં નવાં શહેર વસાવ્યાં, રાજાઓ તાબે કરી ખંડીઆ કર્યા, ને કિલ્લાના રક્ષણાર્થે સૈન્ય મૂક્યાં ને થાણાં બેસાડયાં. તે ઉપરથી તેણે પાછા આવવાનો વિચાર રાખેલો ધરાયછે. પણ તે ઇ. સ. પુ. ૩૨૩ માં બાબીલનમાં મરણ પામ્યો.

પ્ર૦ સિકંદર મૂવા પછી તેનું હિંદીરાજ્ય કોને મળ્યું?

ઉ૦ એનું બોહોળું રાજ્ય એના સરદારોએ વહેંચી લીધું. તેમાં સિરિઆનું રાજ્ય સ્થાપનાર સેલ્યુકસ નિકેટરને બાક્ત્રિઆ ને હિંદ મળ્યાં.

પ્ર૦ સિકંદર ગયા પછી હિંદમાં મહારાજાધિરાજ કોણ થયો?

ઉ૦ ચંદ્રગુપ્ત નામે મગધમાંથી નાસી આવી સિકંદરને પંજાબમાં મળ્યો ને તેને ગંગા ભણીનો દેશ જીતવાને ઉશ્કેર્યો. પણ તે નહી ફાવ્યાથી નાસી ગયો. ઇ. સ. પુ. ૩૨૬. દશ વરસમાં મગધના નંદ વંશનો નાશ થયાથી લૂટારૂ લોકોની મદદથી ચંદ્રગુપ્તે મગધનું રાજ્ય મેળવ્યું. ઇ. સ. પુ. ૩૧૬. એ રાજા હિંદમાં મહારાજાધિરાજ થયો.

પ્ર૦ મહારાજાધિરાજ એટલે શું?

ઉ૦ આસપાસનાં નાનાં રાજ્યો જીતી ખંડીઆં કરી પોતાની સત્તા બેસાડનારને ચક્રવતિ કે મહારાજાધિરાજ કહેછે.

પ્ર૦ સેલ્યુકસ ને ચંદ્રગુપ્તને દોસ્તી શી રીતે થઈ?

ઉ૦ સિકંદર મુવા પછી સેલ્યુકસને સિરીઆનું રાજ્ય મજબુત કરવામાં અગીઆર વરસ નીકળી ગયાં. તેવામાં ચંદ્રગુપ્તે હિંદમાં પોતાની સત્તા મજબુત કરી સિંધુ સુધી પોતાનું ઉપરીપણું સ્થાપ્યું. પછી ઇ. સ. પુ. ૩૧૨ માં એ બંને વચ્ચે સંધી થયાથી કાબુલની ખીણનો મુલક ને પંજાબ ચંદ્રગુપ્તને મળ્યું. વળી સેલ્યુકસે પોતાની દીકરી ચંદ્રગુપ્તને દીધી ને પાટલીપુત્ર (મગધની-રાજ્યધાની હાલનું પટણા) માં પોતાનો એલચી રાખ્યો.

પ્ર૦ સેલ્યુકસ ને ચંદ્રગુપ્તે ક્યાં સુધી રાજ્ય કર્યું?

ઉ૦ સેલ્યુકસે ઇ. સ. પુ. ૩૧૨ થી ઇ. સ. પુ. ૨૮૦ સુધી ને ચંદ્રગુપ્તે ઈ. સ. પુ. ૩૧૬ થી ઈ. સ. પુ. ૨૯૨ સુધી.

પ્ર૦ ચંદ્રગુપ્તના દરબારમાં કયો ગ્રીક એલચી ક્યાં સુધી હતો?

ઉ૦ મેગાસ્થેનેસ. ઈ. સ. પુ. ૩૦૬ થી ઇ. સ. પુ. ૨૯૮ સુધી હતો.

પ્ર૦ મેગાસ્થેનેસે હિંદનું વર્ણન કેવું કર્યું છે?

ઉ૦ એ લખેછે કે તે વખતે હિંદમાં તત્વજ્ઞાની, ખેડુત, ભરવાડ, કા-

રીગર, યોદ્ધા, ચોકશીરાખનાર,ને રાજ્યમંત્રી, એ સાત જાતનો હતી. તેમાં તત્વજ્ઞાની બ્રાહ્મણ હતા. તેમના ભવના ચાર આશ્રમ વર્ણ-વ્યાછે. લોકની સુનીતિ પર દેખ રેખ રાખનારા ઔદ્ધા ચોકશી રાખનારા હશે એવું અનુમાન થાયછે.

પ્ર૦ તે વખતે હિંદની સંસારી હાલત કેવી હતી?

ઉ૦ તે વખતે હિંદમાં ગુલામગીરી નહોતી. સ્ત્રીઓ પતિવ્રતા ને પુરૂષો બહાદુર હતા. બારણે તાળું વાસવું પડતું નહિ એવા પ્રમાણિક ને સાચા હતા. વળી તેઓ મહેનતુ; ખેતીમાં માહેર, હુનરી ને દારૂ નહી પીનાર હતા. વળી તેઓ અદાલતમાં ભાગ્યેજ દાવો કરતા. તેઓ પોતાના રાજાના તાબામાં શાંતિમાં રહેતા, રાજાઓ મનુસ્મૃતિમાં લખ્યા પ્રમાણે રાજ્ય ચલાવતા. તે વખતે નાનાં મોટાં ૧૧૮ રાજ્યો હતાં. દરેક ગામ પ્રજા સત્તાક જેવું હતું. ખેડુતો વરસાદને આધારે ખેતી કરતા ને નોકરીમાં કે લસ્કરમાં સામેલ થતા નહી.

પ્ર૦ સિકંદર પછી હિંદપર ગ્રીક સ્વારીઓ થઇ હતી?

ઉ૦ સેલ્યુકસના પૌત્ર આંતિઓખસે ચંદ્રગુપ્તના પૌત્ર અશોક જોડે ઇ૦સ૦ પુ૦ ૨૫૬ માં સંધી કરી. તે પછી બાકત્રિઆ (બલ્ખ) માં ગ્રીક રાજ્ય બળવાન થયું. ત્યાંના રાજાએ ઈ. સ. પુ. ૧૮૧ થી ઈ. સ. પુ. ૧૬૧ સુધીમાં પંજાબ, સિંધ, કચ્છ, ગુજરાત, મથુરા ને અયોધ્યા પર્યંત સ્વારી કરી પણ રાજ્ય સ્થાપ્યું નહી. તેમના આવ્યાની નિશાનીમાં તેમની ખગોળ વિદ્યા ને સુંદર કોતરણી રહી.



# પ્રકરણ ૭ મું.

પ્ર૦ સિથિયન લોક કોણ ને ક્યાંના હતા?

ઉ૦ મધ્ય એશિયાની પશ્ચિમ તરફથી આર્ય લોક યુરોપમાં ને હિંદમાં ઇ. સ. પુ. ૩૦૦૦ વરસપર આવ્યા. તેમ મધ્ય એશિઆની પૂર્વ તરફથી શક અથવા સિથિયન લોક હિંદને ચીનમાં ગયા.

પ્ર૦ હિંદમાં શક રાજ્ય ક્યાં બળવાન થયું?

ઉ૦ ઇ. સ. પુ. ૧૨૬ માં બલ્કનું ગ્રીક રાજ્ય સુ જાતના શક લોકે ડુબાડયું. ને એ લોકે પંજાબનાં બાકત્રિયન ગ્રીક સંસ્થાનો જીતી લીધાં. ને હિંદની વાયવ્યમાં એક બળવાન શક રાજ્ય સ્થાપ્યું. બુદ્ધની ચોથી સભા ઇ.સ.પુ. ૪૦ માં બોલાવનાર કનિસ્ક એ રાજ્યનો બળવાન રાજા થયો. એની રાજ્યધાની કાસ્મીરમાં હતી. પણ એનું રાજ્ય દક્ષિણમાં સિંધ ને આગ્રાથી ઉત્તરમાં યાર્કંદ ને ખોકંદ સુધી હતું. એ લોકો બુદ્ધ ધર્મી થયા. પણ પાછળ કહ્યા પ્રમાણે કનિસ્કના કરેલા સંગ્રહ પ્રમાણે ઉત્તર સંપ્રદાયી થયા.

પ્ર૦ હાલમાં શક જાતો હિંદમાં કયી છે?

ઉ૦ શક લોકની સ્વારીઓમાં ઘણા શક લોક હિંદમાં આવી વસ્યા. કેટલાક વિદ્વાનો કહેછે કે ગેટે નામની શક જાતમાંથી જાટ જાત થઈછે. ને જાટમાં ધે નામે વિભાગછે તે દાહે નામે શક જાતમાંથી નીકળ્યોછે. કેટલીક જાતના રજપુતો શક જાતમાંથી નીકળ્યાછે. એમ કેટલાક કહેછે. ઇ.સ.પુ. ૧૦૦ થી ઈ.સ. ના પાંચમા સૈકા સુધીમાં એ લોકો ઘણીવાર હિંદપર ચઢી આવ્યા હતા.

પ્ર૦ એ શક લોકને અટકાવનાર કયો હિંદી મહારાજા હતો?

ઉ૦ માળવાના ઉજ્જેણનો મહારાજા વિક્રમાદિત્ય ઇ.સ.પુ. ૫૭ માં થ-

યો, તેણે શક લોકને હરાવી પાછા કહાડયા. તેથી વિક્રમાદિત્યનું શકારિ એટલે શક શત્રુ એવું ઉપનામ પડ્યું. એનો સંવત આજે પણ ચાલેછે. એ મહારાજા વીર ને વિદ્વાન હતો. એણે શક શત્રુથી રાજ્યનો બચાવ કર્યો, વિદ્વાનોને આશ્રય આપ્યો ને રામ રાજ્ય ચલાવ્યું.

પ્ર૦ વિક્રમાદિત્ય એટલે શું?

ઉ૦ પરાક્રમનો સૂર્ય. એ ઉપનામ હિંદના ઘણા રાજાઓએ ધારણ કરયું છે પણ ઉજ્જેણનો વિક્રમાદિત્ય સૌથી મોટો હતો.

પ્ર૦ વિક્રમના દરબારમાં કયાં નવ રત્નો હતાં ને તેમણે શું કરયું?

ઉ૦ કાળીદાસ, ભવભૂતિ, માઘ ઈત્યાદિ નવ પંડીત રત્નો હતાં. તેમણે તત્વજ્ઞાન, વિદ્યા, કાવ્ય ને નાટકના ઘણા ગ્રંથો રચ્યા. તેમાં પ્રખ્યાત શાકુંતલ નાટક કાળીદાસે રચ્યુંછે.

પ્ર૦ વિક્રમ પછી શક લોક સામો કયો રાજા થયો?

ઉ૦ દક્ષિણમાં પૈઠણ નગરમાં એક કુંભાર રાજા શાલીવાહન થયો. ને ઇ. સ. ૭૮ થી શાલીવાહનનો પણ લોકો શક ગણવા લાગ્યા.

પ્ર૦ શાલીવાહન પછી શક લોકની સામા કોઈ હિંદી મહારાજા થયોછે?

ઉ૦ શાલીવાહન પછી પાંચસેં વરસમાં હિંદનાં ત્રણ મહારાજ્યો શક લોકની સામાં થયાં. ૧ લું ઈ. સ. ૬૦ થી ૨૩૫ સુધી મુંબાઇની વાયવ્યે શાહકુળનું રાજ્ય, ૨ જું ઈ. સ. ૩૧૯ થી ૪૭૦ સુધી ઉત્તર હિંદનું ગુપ્ત વંશનું રાજ્ય, ને ૩ જું ઇ. સ. ૪૮૦ થી ઈ. સ. ૭૨૨ ગુજરાતનું વલ્લભી રાજ્ય. તેમાંનાં પહેલાં બે રાજ્ય હુણ નામે શક લોકે જીતેલાં સંભવે છે ને વલ્લભી રાજ્ય સિંધ ઉપર ચઢી આવેલા આરબોએ તોડેલું જણાયછે.

પ્ર૦ વલ્લભી રાજ્યનો હેવાલ કોણે ને કેવો આપ્યો છે?

ઉ૦ હિઓ એન ય્સાંગ નામે ચીના જાત્રાળુએ આપ્યો છે. (ઇ. સ. ૬૩૦-૬૪૦)તે લખેછે કે રાજ્ય ધર્મ બૌદ્ધ હતો. પણ પાખંડીઓ (બ્રાહ્મણ) ઘણા હતા. બૌદ્ધમાં બે પક્ષ હતા. એક કનિસ્કનો ઉત્તરસંપ્રદાય ને બીજો અશોકનો દક્ષિણ સંપ્રદાય.

## પ્રકરણ ૮ મું.

પ્ર૦ હાલના હિંદુઓમાં કયી ત્રણ જાતો છે?

ઉ૦ ૧. હિંદના અસલી રહેવાશી અનાર્ય, ૨. આર્ય. ૩. શક કે તાર્તર.

પ્ર૦ અનાર્ય લોકની હાલત કેવી હતી?

ઉ૦ તેઓ શિકાર વડે ગુજરાન કરતા. બે કે વધારે ભાઇઓ વચ્ચે એક કન્યા પરણતા. વારસો બેનનાં છોકરાંને આપતા. પિશાચ, ખવીસ વગેરેને દેવ ગણી તેમના ગુસ્સાથી ઉગરવાને જનાવરોનો ને માણસોનો ભોગ આપતા.

પ્ર૦ આર્ય લોકની હાલત કેવી હતી?

ઉ૦ તેઓ ખેતી કરતા. એક પુરૂષ એક સ્ત્રી પરણતો. કુળાચાર ને વારસા સંબંધી હાલમાં ચાલે છે તેવાજ ધારા તે વખતે હતા. મહાન ને હિતકારી દેવોને પુજવા એ તેમનો ધર્મ હતો.

પ્ર૦ શક લોકની હાલત કેવી હતી?

ઉ૦ હિંદના અનાર્ય લોક કદાચ ઘણા પ્રાચીન કાળમાં હિંદમાં આવેલા શક લોક હશે. પણ ઈ. સ. પુ. ૧૨૬ થી ઇ. સ. ૪૦૦ સુધીમાં આવેલા શક લોક તો ખેતી કરનારા કે શિકાર પર ગુજારો કરનારા નહોતા. તેઓ ભરવાડ હતા. તેઓ મધ્ય એશિઆનાં મેદાનોમાં પોતાનાં ઢોરો લેઈ ભટકતા ને યુદ્ધમાં કુશળ હતા.

પ્ર૦ આર્યોએ હિંદમાં સુધારાનાં શાં કામ કર્યાં?

ઉ૦ આર્ય વૈશ્ય જાતી ખેતી કરતી. ક્ષત્રી યુદ્ધ કરી અનાર્યને તાબે કરતી ને બ્રાહ્મણો ધર્મ ને વિદ્યાશોધન કરતા. આર્ય લોક અનાર્યને લેખવતા નહિ. પણ બૌદ્ધ ધર્મે અનાર્યને આર્યની સત્તામાં આણી ઈ. સ. પુ. ૧૨૬ થી ઈ. સ. ૪૦૦ સુધીમાં આવેલા શક લોકને બૌદ્ધ ધર્મી કર્યા. એ પ્રમાણે આર્ય, અનાર્ય ને શક જાતોને સામાન્ય ધર્મ ને રૂઢીથી બૌદ્ધ ધર્મે એકઠી કરી. પણ એ કામ પુરૂં થતા પહેલાં હિંદમાંથી એ ધર્મ નાબુદ થયો.

પ્ર૦ બૌદ્ધ ધર્મ પછી એ ત્રણ પ્રજાને જોડવાનું કામ કોણે કર્યું?

ઉ૦ બ્રાહ્મણોએ. બૌદ્ધ પ્રબળમાં પણ બ્રાહ્મણો શ્રેષ્ટત્વ સાચવી રહ્યા હતા. બૌધ પછી તેઓ કુલ અધિકારી થયા. હિઐો એન થ્સાંગ પછી બસેં વરસમાં બ્રાહ્મણોની સત્તા જામી. તેમણે હિંદની જાતોને એકઠી કરવાને નવો ધર્મ સ્થાપ્યો.

પ્ર૦ બૌદ્ધ ધર્મ સામા થનારામાં કયો બ્રાહ્મણ પહેલો થયો?

ઉ૦ ઇ. સ. ના આઠમા સૈકામાં બહારનો કુમારિલ ભટ્ટ. એણે કેટલાક રાજ્ય કર્ત્તાઓને પોતાના પક્ષમાં લેઈ બ્રાહ્મણ ધર્મનું જોર ફેલાવ્યું

પ્ર૦ હિંદુ ધર્મનો બેવડો પાયો તેં કયો?

ઉ૦ જ્ઞાતિ બંધનથી સંસારી ગાંઠ બંધાઇ તે એક અને વેદ, બૌદ્ધ અને અનાર્યની જંગલી રીતોના મિશ્રણથી નવો ઉભો થએલો હિંદુ ધર્મ તે બીજો પાયો, એબેથી હિંદુ ધર્મનું ઐકય થયુંછે.

પ્ર૦ હિંદુમાં જ્ઞાતિ ભેદનો પાયો શી રીતે નંખાયો?

ઉ૦ તે વખતે હિંદુઓને ફરીને વિભાગ પાડી ગોઠવ્યા. બેવાર જન્મેલી દ્વીજ જાતોમાં બ્રાહ્મણ, ક્ષત્રી ને વૈશ્ય; તથા એકવાર જન્મેલીમાં અનાર્ય, શુદ્ર અને વર્ણસંકર જાતો હતી. દ્વીજ વર્ગ

હજુ જનોઇ પહેરેછે, ને એકવાર જન્મેલો જનોઇ પહેરતો નથી. વેદનાં પવિત્ર પુસ્તકો માત્ર દ્વીજ ભણુતા. ને બાકીનાને વેદ ભણુવા દેતા નહિ. બેવાર ને એકવાર જન્મેલી જાતોમાંથી ધંધા ને રહેઠાણ પરત્વે ઘણા વિભાગ થએલાછે. બ્રાહ્મણમાં દશ મૂખ્ય વર્ગ છે તેમાંના પાંચ ઉત્તરમાં ને પાંચ દક્ષિણમાં છે, ને તેમાં કુલ ૧૮૮૬ ઉપજાતો કે ગોત્ર છે. તેમજ રજપુતોમાં ૫૯૦ ગોત્ર છે.

પ્ર૦ એ નાતોનું વલણ કેવું છે?

ઉ૦ હિંદુઓમાં જુદી ગણાતી એવી ત્રણ હજાર નાતો છે. તેઓ માંહો માંહે પરણુતા નથી કે ખાતા નથી. ઉંચી નાતનો હલકી નાતનાનું રાંધેલું જમે નહિ ને પોતાનો જાતિ ધંધો કરેછે, ને ધંધા પ્રમાણે નાત બંધાયછે. પણ નાતનો ધંધો કોઇવાર બદલાયછે ખરો. પહેલાં વૈશ્યો ખેતી કરતા તેમાંના ઘણા આજે વેપાર કરે છે.

પ્ર૦ નાતના ધંધાનું મહાજન એટલે શું?

ઉ૦ દરેક ધંધો કરનારાનો સમુહ તે મહાજન. એ મહાજનથી નાતના જુવાનીઆને પોતાના ધંધાનું અનુભવી જ્ઞાન મળેછે. મહાજન ધંધાના નિયમો ઠરાવેછે. ઉજાણીઓ કરી સ્નેહ ભાવમાં વધારો કરેછે. અને પોતાના ધંધાની કારીગરીમાં ઉત્તેજન આપી સુધારો કરાવેછે. પોતાના ધંધામાં પડાપડી કરતાં અટકાવેછે. બીજા ધંધાવાળા જોડે વાંધો ઉઠે તો પોતાના ધંધાવાળાને સહાય કરેછે. ગરીબ કારીગર તથા માબાપ વનાનાં છોકરાંને મદદ કરેછે.

પ્ર૦ મહાજનના ફંડની ઉપજ શાથી થાયછે?

ઉ૦ અમદાવાદમાં જે જવાન એક ધંધામાં દાખલ થાય તેની પાસેથી તે ધંધાનું મહાજન દસ્તુરી લેછે, તથા મહાજનનો ધારો તોડનારનો દંડ કરવામાં આવેછે, તેથી મહાજનની ઉપજ થાયછે.

પ્ર૦ હિંદમાં ભારેમાં ભારે સંસારી સજા કયી છે?

ઉ૦ નાત બહાર મૂકવાની.

પ્ર૦ હિંદુ મતને ધર્મનો આધાર શો છે?

ઉ૦ હિંદુ મત એ નાતનો સંપજ માત્ર નથી, પણ જેમ હિંદુ લોકની જાતો પરથી અનેક નાતો થઇછે તેમ વેદ માર્ગ, બુદ્ધ ધર્મ અને અનાર્ય લોકના ભયાનક વિધિઓના મિશ્રણથી હિંદુઓના દેવો બનેલા છે અને તે ઉપરથી તેમનો ધર્મ થયોછે.

પ્ર૦ બૌદ્ધ ધર્મની શી અસર થઈ છે?

ઉ૦ બૌધ ધર્મમાં દાન ધર્મનો ઉત્સાહ ઘણો હતો, તે આજસુધી રહ્યોછે. શિલાદિત્યના બૌદ્ધ અપાશરા જેવા ઓરીસામાં આજે પણ મઠો છે. હાલની પાંજરાપોળોનું ખાતું અશોકે કહાડેલું માંદાં માણસ ને જનાવરો માટે કહાડેલી ઈસ્પિતાલો જેવુંછે. બૌદ્ધના ધાર્મીકપણે રહેવાના નિયમો વૈષ્ણવ ધર્મમાં છે. તેમજ જગનનાથજીનો રથોત્સવ બૌદ્ધ ધર્મના કોઈ વરઘોડાની નિશાની છે એમ બંગાળાનો રાજેંદ્રલાલ મિત્ર નામે પંડિત માને છે.

પ્ર૦ અનાર્ય લોકથી કેવી અસર થઇ?

ઉ૦ લાકડાંનાં ઠુઠાંની, વગર ઘડેલા પથરાની અને ઝાડની તથા નાગની પુજા આજના હિંદુઓમાં અનાર્યની પેઠી છે.

પ્ર૦ ભક્ત માળાના પુસ્તકમાં શું લખેલું છે?

ઉ૦ એ પુસ્તક ત્રણસેં વરસ પર થએલા નાભાજીએ જોડયુંછે. એ પુસ્તક ખ્રીસ્તીઓની સુવર્ણ કથા જેવું છે. એમાં ઈ. સ. ૭૦૦ થી ૧૬૦૦ સુધીના સંત પુરૂષોનાં ચરિત્રો છે. તેમાં દરેક મહા પુરૂષે કરેલા ચમત્કાર વર્ણવ્યા છે. તેમાંના વધારે મહાન પુરૂષને ઈશ્વરી અવતાર ગણ્યા છે.

પ્ર૦ શંકરાચાર્ય કોણ ને કેવા હતા તથા તેમણે શું કર્યું?

ઉ૦ બ્રાહ્મણ ધર્મ ફેલાવનારમાં કુમારિલ પછી તેમના શિષ્ય શંકરાચાર્ય થયા. તેમનો જન્મ મલબારમાં થયો હતો. તેમણે કાસ્મીર સુધી આખા હિંદમાં બ્રાહ્મણ ધર્મનો બોધ કર્યો. ૩૨ વરસની ઉમરે કેદારનાથમાં તેમણે દેહ છોડયો. તેમણે તત્વજ્ઞાની બ્રાહ્મણો ને અજ્ઞાન નીચ વર્ણ એ સઘળાને સમજાવી પોતાના નવા ધર્મમાં આણ્યા. એ ધર્મ લોકથી સમજાય એવો હતો તથા બ્રાહ્મણોમાં જામે એવો હતો.

પ્ર૦ એ ધર્મમાં શું છે ને તેમાં કોની પુજા કરેછે?

ઉ૦ શિવ ને પાર્વતીની પુજા કરેછે. શિવ એ સંહાર કરનાર ને પાર્વતી ઉત્પંન કરનાર શક્તિ છે. શિવનું મોત સૂચક ચિન્હ ગણી બ્રાહ્મણો માનતા. અનાર્ય લોકને પણ શિવની મુર્તિ રૂદ્રરૂપ ભયાનક હોવાથી ફાવતું આવ્યું. શિવના બેવડા રૂપથી ઉંચ નીચ સર્વને એની પુજા કરવી પસંદ પડી.

પ્ર૦ શિવ પાર્વતીનું સ્વરૂપ કેવું કલ્પેલું છે?

ઉ૦ ગોરી ચામડી, ધ્યાનમાં બેઠેલા, જમીન રસાલ કરનાર ગંગા મસ્તક પર અને ખેતી કરનાર પોઠીઓ પાસે, એવું શિવનું રૂપ બ્રાહ્મણો કલ્પે છે. અનાર્ય લોક ગળામાં ખોપરીની માળા, ગળામાં સાપ વિંટાળેલો, વાઘનું ચામડું ઓઢેલું ને દંડને છેડે માણુસનું માથું ભરવેલું, એવું રૂપ કલ્પે છે. પાર્વતી કે ઉમા (એટલે તેજ) કોમળ, કુલીન ને મનોહર મૂર્તિનું રૂપ બ્રાહ્મણો માને છે. ઉમાનું મિશ્રરૂપ દુર્ગા સુવર્ણ રંગની, વાઘના વાહનવાળી સુંદર પણ બીહીવડાવતી એવું મનાય છે. અનાર્ય લોક પાર્વતીને કાળી જોગણી, વિકાળ, લોહીથી નીગળતી, સાપના મુગટવાળી ને ખો-

પરીના હારવાળાં કલ્પેછે.

પ્ર૦ શિવ પુજાનાં બે રૂપ કયાં છે?

ઉ૦ બ્રાહ્મણો શંકર સ્વામીની આજ્ઞા પ્રમાણે ઈશ્વરતત્વનું મૌનપણે ધ્યાન ધરેછે ને સાધારણ બ્રાહ્મણો શિવલિંગને ફુલ ચઢાવી ચોખાનું નૈવેદ્ય ધરાવેછે. પણ નીચ જાતો દુકાળ કે મરકીમાં કાળીને ભોગ આપેછે. ઈ. સ. ૧૮૬૬ માં બંગાળામાં દુકાળ પડયો ત્યારે કલકત્તાની નજીકમાંજ કાળીને મનુષ્ય ભોગ આપ્યો હતો.

પ્ર૦ શિવ ધર્મમાં કેટલા પંથ છે?

ઉ૦ તેર. તેમાં સ્માર્ત, દંડી, વગેરે છે. સ્માર્ત બ્રાહ્મણો શંકરના શિષ્યોના વંશજ છે. દંડીઓ ભિક્ષા માગી ધ્યાન ધરેછે. તથા તેઓ મડદાંને દાટેછે. કે પવિત્ર નદીમાં નાખી દેછે. શિષ્યને દિક્ષા આપતાં શિવના ભયાનક રૂપ ભૈરવને ભોગ આપવાને શિષ્યના ઢીચણમાંથી લોહી કહાડેછે. શિવ પંથમાં દેહદમન ને યોગાભ્યાસ કરનારાથી માંડીને મડદાંનું માંસ ખાનારા ને શરીર પર છરી વતી ઘા કરનારા સુધીના અઘોરીઓ છે.

પ્ર૦ વિષ્ણુ પુજા તે શું?

ઉ૦ વિષ્ણુના દશ અવતાર મૂખ્ય ગણાય છે. તેમાં સાતમો રામ ને આઠમો કૃષ્ણનો અવતાર લોકોને પ્રિય થઇ પુજાવા લાગ્યો. રામ એ રામાયણનો નાયક અને કૃષ્ણ એ મહાભારતમાં મૂખ્ય ભાગ લેનાર હતા. વૈષ્ણવ પુરાણોમાં કૃષ્ણને પરબ્રહ્મ પરમાત્મા લખ્યા છે. કૃષ્ણનું જગતનો પ્રભુ નામ હોઈ જગનનાથને નામે પુરીમાં પુજાય છે.

પ્ર૦ વિષ્ણું પુરાણમાં શું છે ને એ પુસ્તક ક્યારે થયું?

ઉ૦ એમાં વૈષ્ણવ ધર્મના મતોનો સંગ્રહ છે, ને તે અગીઆરમા સૈ-

કામાં બન્યું. વૈષ્ણવ ને શિવ માર્ગ રચનારા બ્રાહ્મણોએ પોતાનં મતો ૧૮ પુરાણોમાં લખ્યાં છે, તેમાંનું આ એક પુરાણ છે. એ પુરાણોમાં શિવને વિષ્ણુની પ્રશંસા કરેલી છે. ને તે બધાં પુરાણો-માં થઈને ૧૫ લાખ લીટીઓ છે.

પ્ર૦ વૈષ્ણવ પંથના આચાર્યો કયા કયા થયા?

ઉ૦ રામાનુજ, રામાનંદ, વલ્લભ, વગેરે.

પ્ર૦ રામાનુજ કોણ હતા ને તેમણે શું કર્યું?

ઉ૦ ઇ. સ. ૧૧૫૦ દક્ષિણ હિંદમાં રામાનુજ સ્વામી થયા. તે શિવ ધર્મ સામા ઉઠયા. તેમણે સમજાવ્યું કે વિષ્ણુ એ જગત કર્તા ને અદ્વિતિય છે. તે વખતે દક્ષિણના ચોલા રાજાએ એમના ઉપર જુલમ કરવા માંડયો, કેમકે એ શિવ માર્ગી હતો. તેથી રામાનુજ નાશીને મૈસુરના જૈન ધર્મી રાજા પાસે ગયા ને તેની દીકરીના અં-ગમાં ભૂત ભરાયું હતું, તે કહાડયાથી એ રાજા વૈષ્ણવ ધર્મમાં આ-વ્યો. એમના સ્થાપેલા સાતસેં મઠોમાંના હજુ ચારછે.

પ્ર૦ રામાનંદ કોણ હતા?

ઉ૦ રામાનુજ પછી તેમની ગાદીએ પાંચમા આચાર્ય રામાનંદ થયા. એ કાશીમાં રહેતા, પણ મુસાફરી કરી પોતાના ધર્મનો ઉપદેશ કરતા. એમના બાર મુખ્ય શિષ્યો નીચ વર્ણના હતા. તેમાં એક હજામ, એક ચમાર, ને એક સાળવીનો છોકરો હતો. રામાનુજે આ-ર્ય જાતિને ઉપદેશ કરી સંસ્કૃતમાં ધર્મ પુસ્તકો લખ્યાં. રામાનંદે સાધારણ લોકને બોધ કરી હિંદી ભાષામાં ધર્મ પુસ્તકો રચ્યાં. રા-માનંદ સ્વામી ચૌદમા સૈકામાં થયા સંભવેછે.

પ્ર૦ કબીર કોણ હતો?

ઉ૦ રામાનંદના બાર ચેલામાંનો એ એક હતો. રામાનંદે બધી હિં-

દુ નાતોને એક ધર્મમાં આણુવાને યત્ન કર્યો, તેમ કબીરે હિંદુ મુસલમાનને એક કરવાનો નવો ધર્મ ચલાવ્યો. તેણે કહ્યું કે હિંદુનો પરમેશ્વર ને મુસલમાનનો અલ્લા એ એકજ છે. તેણે કહ્યું કે અલ્લાએ અને રામે કૃપા કરી આપણને જીંદગી આપીછે, માટે આપણે બધા જીવ ઉપર દયા કરવી જોઈએ. કબીર ઈ. સ. ૧૩૮૦ થી ૧૪૨૦ સુધીમાં હતો. કબીરે પોતાનો મત બંગાળામાં ફેલાવ્યો.

પ્ર૦ ચૈતન્ય કોણ હતો ને એણે શું કરયું?

ઉ૦ બંગાળામાં નદીઆગામના બ્રાહ્મણનો એ છોકરો હતો. એનો જન્મ ઈ. સ. ૧૪૮૫ માં થયો, ને ચોવીસ વરસની ઉમરે સંસાર ત્યાગ કરી ઓરિસ્સામાં ગયો, ને ત્યાં ધર્મ બોધ કર્યો. એ ઈ. સ. ૧૫૨૭ માં દેહ મુક્ત થયો. આજે ચારસેં વરસથી એને વિષ્ણુનો અંવતાર ગણી લોકો પુજે છે. એ ઉપદેશ કરતો કે બધા માણુસો ભક્તિથી શુદ્ધ થાય. એ પુર્ણ આસ્થાથી નિરંતર ભજન કરવાનું કહેતો. પુજા ક્રિયાથી મોક્ષ મળતો નથી પણ ધ્યાનથી મળેછે. ધર્મ ગુરુની આજ્ઞા માનવી, પણ દેવ પ્રમાણે પુજવો નહિ. એ ધર્મનો હેતુ આત્માનું નિર્વાણ પામવાનો છે.

પ્ર૦ એ પંથ કોણ ને ક્યાં માનેછે?

ઉ૦ ઓરિસ્સામાં ને બંગાળામાં દરેક નાતના માણુસો એ ધર્મ માનેછે. ચૈતન્યના પ્રથમ શિષ્યોના વંશજોને ગુરૂ તરીકે માનેછે. બ્રાહ્મણ, બ્રહ્મચારી ને ભીખારી સઘળા એ ધર્મમાં છે. ધર્મ ઉપદેશકો પરણેલા હોય છે. તેઓ કૃષ્ણ મંદિરની આસપાસ કુટુંબ સાથે રહી નિત્ય મંદિરમાં પુજન ને ભજન કરેછે.

પ્ર૦ વલ્લભ સ્વામી કોણ ને ક્યારે થયા?

ઉ૦ ઈ. સ. ૧૫૨૦ માં ચૈતન્યના મરણ પછી વિષ્ણુ ભક્તિની ક્રિયા

ઉતરતી પંક્તિની થઇ. તેવામાં વલ્લભસ્વામીએ ઉત્તર હિંદુસ્તાનમાં ઉપદેશ કર્યો કે જીવના મોક્ષાર્થે દેહ દમન કે તપની જરૂર નથી. તે પુષ્ટી માર્ગમાં એટલે સંસારના સુખ ભોગમાં મળી શકેછે. નાગા કે ભુખ્યા રહેવાની કે જંગલમાં વસવાની જરૂર નથી. વલ્લભ સ્વામીનો જન્મ તૈલંગણમાં થયો હતો.

પ્ર૦ વલ્લભસ્વામીએ કૃષ્ણની કેવી રીતે ભક્તિ કરવાનું કહ્યું છે?

ઉ૦ ઘટાદાર કુંજમાં સુંદર સ્ત્રીઓ સાથે રાસ રમનાર કૃષ્ણની મિષ્ટાંન્ન ભોજનથી સેવા કરવાનું કહ્યું છે. તેમાં દરરોજ આઠ પ્રકારની સેવા છે. તેમાં કૃષ્ણની સુંદર મૂર્તિને નવરાવી અત્તર લગાડવું, સુંદર વસ્ત્રાભુષણ ધરાવવાં ને મિષ્ટાન્ન ભોગ ધરાવવાના છે. રામાનુજ, રામાનંદ વગેરે તો એકાંત મઠમાં રહેતા, થોડાં વસ્ત્ર પહેરી ભીખ માગી પેટ ભરતા, પણ વલ્લભ પંથના આચાર્યો તો કીમતી વસ્ત્રાભુષણ પહેરે છે, ફુલેલ, અત્તર આદી લગાડે છે, ને નીચ વર્ણને પોતાના પંથમાં લેવાનો યત્ન ન કરતાં ધનવાન શાહુકારો ને વેપારીઓને પોતાના ધર્મમાં લેવાનો પ્રયાસ કરેછે.

પ્ર૦ હિંદુઓનું ધર્મ બંધન કેવું છે?

ઉ૦ હિંદુઓના સંસાર વ્યવહારનો પાયો જાતિ ભેદથી છે. તેમ શિવ ને વિષ્ણુની ભક્તિ એ ધર્મનું બંધન છે- હિંદુ ધર્મનું મૂળ વેદ કહેવાય છે. પણ હાલમાં ચાલતો ધર્મ ઘણાં મૂળમાંથી નીકળ્યો છે. કેળવાયલા બ્રાહ્મણ એક ઇશ્વરને માનેછે. થોડા કેળવાયલા ઇશ્વરના કોઇ રૂપને માની પુજે છે. તેમાં દક્ષિણમાં શિવને માનેછે. મધ્યમ વર્ગના લોક વિષ્ણુના કોઈ અવતારને માને છે ને નીચ વર્ગ સંહાર કરનાર શિવને કે ભયંકર કાળીને માનેછે.

## પ્રકરણ ૯ મું.

પ્ર૦ હિંદુ ધર્મ ઉપર મુસલમાનોએ શી અસર કરી?

ઉ૦ ઇ. સ. ૧૦૦૦ થી મુસલમાનોના હુમલા હિંદ પર થવા માંડયા, પણ તેથી હિંદુ ધર્મ નાબુદ થયો નહી મુસલમાનના પ્રથમ હુમલા વાયવ્ય કોણમાં થવાથી તથા મુસલમાન રાજ્ય ગાદીઓ ઉત્તર હિંદમાં હોવાથી ત્યાંના વતનીમાંથી ઘણા મુસલમાન થયા તો પણ હિંદમાં હિંદુ ધર્મ માનનારાની સંખ્યા હજુ ઘણી વધારે છે.

પ્ર૦ હિંદમાં કયા કયા મુસલમાની વંશોએ રાજ્ય કર્યું?

ઉ૦ ગીજની, ઘોરી, ગુલામ, ખીલજી, તુઘલક, સૈયદ, લોદી ને મોગલ.

પ્ર૦ ગીજની વંશનું રાજ્ય હિંદમા કયાં હતું ને કયાં સુધી ચાલ્યું?

ઉ૦ મહંમદ ગીજની એ ઇ. સ. ૧૦૦૧ માં સ્વારી કરી ત્યારથી ૧૧૮૬ સુધી એ વંશ ચાલ્યો. મહંમદે ઈ. સ. ૧૦૨૪ માં પંજાબ ખાલસા કર્યો ત્યારથી એ રાજ્ય હિંદમાં થયું ગણાય.

પ્ર૦ ઘોરીવંશ કયાંથી કયાં સુધી ચાલ્યો?

ઉ૦ શાહબુદીન ઘોરીએ ૧૧૮૬ માં પંજાબ જીત્યું ત્યારથી તે ઇ. સ. ૧૨૦૬ માં મરી ગયો ત્યાં સુધી. મરણ કાળે પંજાબ, દિલ્લી, ને કનોજ એના તાબામાં હતાં.

પ્ર૦ ગુલામ વંશની રાજ્યધાની કયાં હતી ને તે કયાં સુધી ચાલ્યો?

ઉ૦ દિલ્લીમાં એ વંશ ૧૨૦૬ થી ૧૨૯૦ સુધી ચાલ્યો.

પ્ર૦ ખીલજી વંશ કયાંથી કયાં સુધી ચાલ્યો?

ઉ૦ ઈ. સ. ૧૨૯૦ થી ૧૩૨૦ સુધી.

પ્ર૦ તુઘલક વંશ કયાંથી કયાં સુધી ચાલ્યો?

ઉ૦ ઈ. સ. ૧૩૨૦ થી ૧૪૧૪ સુધી.

પ્ર૦ સૈયદ વંશ કયાંથી કયાં સુધી ચાલ્યો?

ઉ૦ ઈ. સ. ૧૪૧૪ થી ૧૪૫૦ સુધી.

પ્ર૦ લોદી વંશ ક્યાંથી કયાં સુધી ચાલ્યો?

ઉ૦ ઈ. સ. ૧૪૫૦ થી ૧૫૨૬ સુધી.

પ્ર૦ મોગલ વંશ કયાંથી કયાંસુધી ચાલ્યો?

ઉ૦ ઈ. સ. ૧૫૨૬ થી છેલ્લો નામનો પાદશાહ રંગુનમાં ઈ. સ. ૧૮૬૨ માં મરણ પામ્યો ત્યાં સુધી. ‡

પ્ર૦ મુસલમાની ધર્મનો ઉદય કોણે ને શીરીતે કર્યો?

ઉ૦ અરબસ્તાનનો હજરત મહંમદનો જન્મ ઈ. સ. ૫૭૦ માં થયો ને ઈ. સ. ૬૩૨ માં કાળ થયો. તે પછીના સો વરસમાં કાબુલ સુધીનો મુલક મુસલમાનોએ જીત્યો. ત્યાં ત્રણસેં વરસ સુધી બળ જમાવ્યા પછી મુસલમાનો હિંદપર ચઢવા લાગ્યા.

પ્ર૦ સિંધપર આરબોએ કયારે સ્વારી કરી ને તેમાં શું થયું?

ઉ૦ પેગંબર સાહેબ પછી થએલા ખલીફા ઉસ્માને થાણાને ભરૂચ ઉપર ને પછી સિંધ ઉપર આરબ સૈન્ય મોકલ્યું, પણ કાંઇ વળ્યું નહી. પણ ઇ. સ. ૭૧૨ માં હિંદી બંદરમાં આરબી વહાણ કબજે કર્યાની નુકશાની ભરી લેવાને કાસમ સિંધપર આવ્યો, ને એ મુલક જીતી લીધો. પણ ઈ. સ. ૭૧૪ માંતે મુવાથી મુસલમાનોની સત્તા નરમ પડી.

પ્ર૦ કાસમ સામે હિંદુઓએ કેવી રીતે યુદ્ધ કરયું?

ઉ૦ હિંદુઓ બહુ બહાદુરીથી લઢયા પણ હાર્યાથી તાબે થવાને બદલે પોતાનાં બૈરાં છોકરાંને બાળી મૂકી પોતે કેશરીઆં કરી રણમાં પડયા. એવી તેમની દઢતા ને બહાદુરી જોઇ મુસલમાનો ચકિત થયા.

પ્ર૦ સિંધ હિંદુઓને હાથ પાછું કયારે આવ્યું?

---

‡ બધા વંશાના વંશાવળી છેવટ આપી છે.

ઉ૦ ઈ. સ. ૭૫૦ માં હિંદુઓએ મુસલમાન હાકેમને કહાડી મૂક્યો પણ ઈ. સ. ૮૨૮ માં પુરેપુરો સિંધ રજપુતોને તાબે થયો.

પ્ર૦ મુસલમાનો આવ્યા ત્યારે ભરતખંડની કેવી સ્થિતિ હતી?

ઉ૦ તે વખતે વિંધ્યાની ઉત્તરમાં ત્રણ મોટાં રાજ્યો હતાં હાલના રજપૂતસ્થાનમાં રજપૂત રાજાઓની સત્તા હતી. ગંગા ને જમનાં કાંઠાનાં નાનાં રાજ્યો ઉપર કનોજનો રાજાધિરાજ હતો. બંગાળા ને બહારમાં પાલકુલના બૌદ્ધ ધર્મી રાજા હતા. વિંધ્યાની પાસેનાં જંગલોમાં વિકરાળ પહાડી લોકો રહેતા હતા. માળવામાં રજપૂત રાજ્ય હતું ને દક્ષિણ હિંદમાં ચેરા, ચોલા ને પાંડ્ય કુળના રાજાઓની સત્તા નીચે કેટલાક અનાર્ય બળવાન રાજાઓ હતા.

પ્ર૦ હિંદુઓની અટકાવ કરવાની શકિત કેવી હતી?

ઉ૦ ઉત્તર ને દક્ષિણ દરેક રાજ્ય મંડળ સામા થવાને દરેક રાજ્ય મંડળ સંપી જતાં. વળી ચક્રવર્તી રાજાને જીત્યા પછી તેના ખંડીઆ રાજાને જીતવું કાંઈ સહેલું નહોતું. તેથી ૯૭૭ થી ૧૧૭૬ સુધીના બસેં વરસમાં માત્ર મુસલમાનો પંજાબ ખાલસા કરી શક્યા. તાલિકોટાનું યુદ્ધ ઈ. સ. ૧૫૬૫ માં થયું ત્યાં સુધી દક્ષિણમાં હિંદુ બળ તુટયું નહોતું. અકબરે હિંદુ રાજા રાણાને રાજ કાજમાં સામેલ કર્યાથી ઉત્તરમાં મોગલાઇ દઢ થઈ, પણ તે પછી તરતજ શિવાજી મહારાજે મોગલાઇ તોડવાનો યત્ન કર્યો ને દોઢસો વરસમાં તો મોગલ પાદશાહ મરેઠાનો કેદી થયો.

પ્ર૦ હિંદમાં મુસલમાની જીત કેવી હતી?

ઉ૦ ઈ. સ. ૬૩૬ માં ઉસ્માને હિંદપર સૈન્ય મોકલ્યું, ત્યારથી ઇ. સ. ૧૭૬૧ ના પાણીપતના મોટા યુદ્ધ સુધીના વખતમાં મુસલમાનોએ ઘણી સ્વારીઓ કરી જીત મેળવી, પણ આખો ભરતખં-

ડ કોઇવાર તેમના તાબામાં આવ્યો નથી. પ્રબળ મુસલમાની પાદશાહોના વારામાં હિંદી રાજાઓ ખંડણી આપતા ને વકીલ મોકલતા. આવી મોગલાઈ શ્રેષ્ટતા માત્ર સવાસો વરસ રહી. એ મુદતમાં તો મરાઠા પાદશાહી સામા ઉઠયા ને સિખોએ પંજાબ દબાવ્યું ને અંગ્રેજી સત્તા જામી નહોત તો મોગલાઇ મરેઠાને તાબે થાત. કેમકે હિંદનાં સઘળાં મુસલમાની રાજ્યો પાસેથી મરેઠા ખંડણી તો લેતા હતા.

પ્ર૦ સબકતગીન કોણ હતો?

ઉ૦ ગીઝનીનો સુલતાન ઈ. સ. ૯૭૭.

પ્ર૦ સબકતગીનને કયા હિંદુ રાજા સાથે યુદ્ધ થયું?

ઉ૦ પઠાણ લોક પોતાના રાજ્યપર ધાડ પાડતા હતા, માટે લાહોરના જયપાળ રાજાએ સબકતગીન ઉપર સ્વારી કરી. તેમાં સબકતગીન જીત્યો ને જયપાળે ખંડણી આપવાનું કબુલ્યું. પણ તે નમોકર્યાથી સબકતગીન ફરીને ચઢી આવ્યો ને જયપાળને હરાવી પેશાવરમાં દશ હજાર પઠાણોનું થાણું બેસાડયું.

પ્ર૦ સબકતગીન પછી કયો સુલતાન થયો?

ઉ૦ ઈ. સ. ૯૭૭ માં તેનો પુત્ર મહંમદ થયો. તેણે તેત્રીશ વરસ રાજ્ય કરયું ને તેટલા સમયમાં હિંદપર સત્તર સ્વારીઓ કરી.

પ્ર૦ એ સ્વારીઓ કયાં ક્યાં કરી?

ઉ૦ પહેલી ઈ. સ. ૧૦૦૧ માં જયપાળ ઉપર કરી. તેર સ્વારીઓ પંજાબનો પશ્ચિમ ભાગ જીતવાને કરવી પડી. ચૌદમી કાશ્મીરપર કરી તેમાં એ હાર્યો ને બાકીની ત્રણ કનોજ, ગ્વાલીયર ને સોમનાથ જીતવાને કરી.

પ્ર૦ એની પહેલી સ્વારીનું પ્રરીણામ શું થયું?

ઉ૦ જયપાળ હાર્યો. આ રીતે બીજીવાર હાર્યાથી તે ચીતા ખડકાવી બળી મુવો. છઠી સ્વારી ફરીને મહંમદે જયપાળના દીકરા અનંગપાળ ઉપર કરી. ઇ. સ. ૧૦૦૮. એ લડાઈમાં કુળવાન હિંદુ સ્ત્રીઓએ પોતાનાં ઘરાણાં ને ગરીબ સ્ત્રીઓએ પોતાની રૂકાંતવાની કમાઈ ખર્ચમાં આપી હતી પહાડી લોક પણ મુસલમાનોપર વેર લેવાને જુસ્સાભેર આવ્યા હતા. ભારે રણ સંગ્રામ જામ્યો. તેમાં મહમદ મહા મુશ્કેલીથી જીત્યો.

પ્ર૦ મહંમદની સોમનાથ પરની સ્વારીમાં શું થયું?

ઉ૦ મહંમદે ઈ. સ. ૧૦૨૪ માં સોળમી સ્વારી ગુજરાતપર કરી. અણહિલવાડ જીતીને પાટણ ગયો. ત્યાં ભારે યુદ્ધ થયું. અંતે મુસલમાનો જીત્યા ને હિંદુઓ હોડીમાં બેસી નાસી ગયા. હિંદમાં જુદી જુદી જગાએ શિવનાં બાર જ્યોતિર્લીંગ છે તેમાંનું આ એક છે. મહમદ મૂર્તી તોડીને લૂટ કરી પાછો ગયો ને ઇ. સ. ૧૦૩૦ માં ગીજનીમાં મરણ પામ્યો.

પ્ર૦ મહંમદની સ્વારીઓનું પરિણામ શું થયું?

ઉ૦ એણે હિંદપર ૧૭ સ્વારી કરી, પણ પંજાબ સિવાય બીજો મુલક ખાલસા કર્યો નહી. તે માત્ર મુલક જીતવા, દેવળ તોડવાં, લોકોને વટાળવાને લૂટ કરવી એટલાજ માટે આવતો હતો.

પ્ર૦ મહંમદ વિશે શીશી વાતો ચાલે છે?

ઉ૦ એક દિવસે એક ડોશીએ ફરીયાદ કરી કે મારા છોકરાને ચોરોએ ઈરાકના રણમાં મારી નાંખ્યો છે. મહંમદે કહ્યું કે એટલે દૂર બનતા બનાવ અટકાવવા બહુ મુસ્કેલ છે. ત્યારે ડોશીએ કહ્યું કે ત્યારે અમલ ચલાવાય એટલો મુલક રાખો. મહંમદ આ ઠપકાથી ખુશી થયો ને ડોશીને બક્ષીસ આપી ને રસ્તે જનારા કાફલાનું ર-

ક્ષણુ કરવા સારા મોકલ્યા. એ પાદશાહ કવિઓને આશ્રય આપતો એમ સાભળી ફિર્દોશી નામે ઈરાની કવિ ત્યાં ગયો ને શાહનામુ (પાદશાહના ચરિત્રનું પુસ્તક) બનાવવા માંડ્યું. સુલતાન એ સાંભળી ખુશી થયો ને એક બેત (સ્લોક) ને બદલે એક દામ (સોના નાણું) આપવાનું કર્યું. શાહનામું પુરૂ થયું ત્યારે તેમાં ૬૦૦૦૦ બેત હતી. તેથી સુલતાને સોનાનાણાને બદલે રૂપા નાણું આપવા માંડયું. તેથી ફીર્દોશી રીસાઈને પોતાને વતન જઈ સુલતાનની નિંદાની કાવ્ય કરી. મહંમદે પાછળથી પસ્તાઈને એક લાખ સોનાના દામ મોકલ્યા પણ તે લેઈ જનાર એક દરવાજે પેઠા ને બીજે દરવાજે કવિનું શબ નીકળ્યું.

પ્ર૦ ગીજનીમાં ઘોર વંશનું રાજ્ય શી રીતે થયું?

ઉ૦ ગીજની ને ઘોર એ બે શેહેરો વચે દુશ્મનાવટ ચાલતી હતી. મહંમદે ઈ. સ. ૧૦૧૦ માં ઘોર લીધું ને ઘોરના હાકેમે ઇ. સ. ૧૦૫૧ માં ગીજની લીધું. એમ વઢતાં ઈ. સ. ૧૧૫૨ માં ઘોરનો હાકેમ જીત્યો ને ગીજની બાળી મૂક્યું. મહંમદનો વંશજ ખુશરૂ લાહોર નાશી આવ્યો. પણ શાહબુદીન (મહંમદ) ઘોરી એ ઈ. સ. ૧૧૮૬ માં પંજાબનું રાજ્ય પણ ખુશરૂના દીકરા ખુશરૂમલેક પાસેથી લેઇ લીધું.

પ્ર૦ મહંમદ ઘોરી હિંદપર આવ્યો ત્યારે રજપુત રાજ્યોની વ્યવસ્થા કેવી હતી ?

ઉ૦ તે વખતે દિલ્લીમાં તુમાર રાજા અનંગપાળ હતો. તેને છોકરાં ન હોવાથી પોતાના ભાણેજ અજમેરના પૃથુરાજાને દિલ્હીની ગાદી આપી. અનંગપાળનો બીજો ભાણેજ કનોજનો જયચંદ્ર રાજા હતો તેને દિલ્હીના રાજ્યમાં ભાગ ન મળ્યાથી માઠું લાગ્યું. જયચંદ્રે

અશ્વમેધ કર્યો ને તેજ વખતે પોતાની કુંવરી સંયોગતાનો સ્વયંવર કર્યો. યજ્ઞમાં પ્રથુરાજાને દ્વારપાળનું કામ સોંપ્યું ને તે ન આવ્યાથી ત્યાં એનું પુતળું ઊભું કર્યું. સ્વયંવરમાં સંયોગતાએ પ્રથુરાજાના પુતળાને વરમાળ પહેરાવી. પ્રથુરાજા છૂપો આવીને સંયોગતાનું હરણ કરી ગયો. આથી એ બંને રાજ્યો વચ્ચે વેર વધ્યું. પ્રથુરાજાના બાપ સોમેશ્વરને ગુજરાતના રાજા ભીમદેવે મારી નાંખ્યાથી તેને ગુજરાતના રાજા સાથે પણ વેર થયું હતું. એ પણ રજપુત રાજ્યોમાં કુટુંબ કલેશ ને કુસંપ જામ્યાં હતાં તથા તેઓ માંહો માંહે લઢીને નબળા થયા હતા તે વખતે મહંમદ ઘોરી હિંદ પર ચઢી આવ્યો.

પ્ર૦ મહંમદ ઘોરીએ દિલ્લી ઉપર પહેલી સ્વારી ક્યારે કરી?

ઉ૦ ઈ. સ. ૧૧૯૧ માં. પણ તેમાં તે હાર્યો ને ઘાયલ થયો.

પ્ર૦ એણે બીજી સ્વારી ક્યારે કરી?

ઉ૦ ઈ. સ. ૧૧૯૩ માં ફરીને જબરૂં લશ્કર લેઇ દિલ્લી ઉપર આવ્યો. તેમાં પ્રથુરાજ હાર્યો ને કેદ પકડાયો ને ઘોરી શાહે તેને મારી નાંખ્યો.

પ્ર૦ આ લઢાઈઓનું વર્ણન કોણે કર્યું છે?

ઉ૦ પ્રથુરાજના કવિ ચંદ બારોટે. એને ચંદનો રાસો કહેછે.

પ્ર૦ કનોજના રાજ્યનો નાશ શી રીતે થયો?

ઉ૦ ઈ. સ. ૧૧૯૪ માં મહંમદ કનોજ ઉપર ચઢ્યો ને જયચંદ્રને હરાવી એ રાજ્ય ખાલસા કર્યું. એ વખતે હારેલા રાઠોડને બીજા રજપુતો હાલના રજપુતસ્થાનમાં આવી વસ્યા ને ત્યાં રાજ્યો સ્થાપ્યાં.

પ્ર૦ મુસલમાનોએ બંગાળા ક્યારે ને શી રીતે જીત્યું?

ઉ૦ મહંમદના બખ્તીઆર ખીલજી નામે સરદારે ૧૧૯૯ માં બહાર ને ૧૨૦૩ માં બંગાળા જીત્યો તે વખતે બંગાળાનો રાજા લક્ષ્મણસેન હતો ને તેની રાજધાની નદીઆ નગરમાં હતી. મુસલમાનો આવ્યા ત્યારે એ વૃદ્ધ રાજા એ નાશીને જગનનાથ જઈ ત્યાં ઇશ્વર ભક્તિમાં પોતાનું આયુષ્ય પુરૂં કર્યું.

પ્ર૦ મહંમદનું મોત શા રીતે થયું?

ઉ૦ ઈ. સ. ૧૨૦૩ માં ઘક્કર લોકે લાહોર લેઈ પંજાબ ઉજ્જડ કર્યો. તેનનો બંદોબસ્ત કરી મહંમદ જતો હતો ત્યાં ઘક્કર લોકે રાત એની છાવણીમાં પેશી એને મારી નાંખ્યો. ઇ. સ. ૧૨૦૬

પ્ર૦ મહંમદ ઘોરીએ હિંદમાં શાં કામો કર્યાં?

ઉ૦ સબતગીને પેશાવરમાં ઈ. સ. ૯૭૭ મા થાણું મુક્યું. મહમદે પંજાબ ખાલસા કર્યું ને મહંમદ ઘોરીએ તો સિંધુથી બગાળા સુધીનો ઉત્તર હિંદ ખાલસા કરી સુબા મૂકયા. એ સુબા એના મુવા પછી સ્વતંત્ર થઇ રાજાના ધણી થયા.

પ્ર૦ હિંદમાં ગુલામ વંશનું રાજ્ય શી રીતે થયું?

ઉ૦ મહંમદ ઘોરીનો હિંદનો સુબો કુતબુદીન હતો તેણે સિંધુથી બંગાળા સુધીના મુલકનું ઉપરી પણું મેળવ્યું એણે સુંદર નકસીદાર કુતુબ મિનાર દિલ્લીમાં બંધાવ્યો છે તે આજે પણ છે. એ પ્રથમ શાહબુદીનનો ગુલામ હતો ને એની પછી ગાદીએ બેસનાર પણ પ્રથમ ઘણા ખરા ગુલામ હતા તેથી એ વંશનું નામ ગુલામ વંશ પડયું છે. હિંદમા રહીને રાજ કરનારા સુલતાનોમાં પહેલા ગુલામ વંશના સુલતાનો હતા.

પ્ર૦ કોઈ પણ મુસલમાની રાજ્યની સરૂઆતમાં કયાં ત્રણ સંકટ આવતાં?

ઉ૦ મુસલમાન સરદારોના બળવા, હિંદુઓના બળવા ને મધ્ય એ-
રિઆમાંથી મોગલ કે તાર્તર લોકની સ્વારીઓ.

પ્ર૦ કુતુબુદીન પછી કયો પાદશાહ થયો?

ઉ૦ એ ઇ. સ. ૧૨૧૦ માં મુવાથી એનો દીકરો આરામ થયો.

પ્ર૦ આરામ પછી કોણ થયો?

ઉ૦ એનો બનેવી અલ્તમશ આરામને મારીને ઈ. સ. ૧૨૧૧ માંથયો.

પ્ર૦ એના વખનમાં જાણવા જોગ શા બનાવ બન્યા?

ઉ૦ સિંધ ને બંગાળાના હાકેમો સ્વતંત્ર થયા હતા તેમને હરાવ્યા ને
માળવાનું હિંદુ રાજ ખાલસા કરયું. બગદાદના ખલીફાએ હિંદનું
મુસલમાની રાજ સ્વીકારયું.

પ્ર૦ એના વખતમાં કયો મોગલ સરદાર ચઢી આવ્યો?

ઉ૦ જંઘાસખાંની સરદારી નીચે મોગલો અફઘાન જીતી આ તરફ
આવતા સિંધુ નદીવડે અટકયા.

પ્ર૦ દિલ્લીના મુસલમાની તખ્ત ઉપર કયી બેગમ બેઠી?

ઉ૦ અલ્તમશ ૧૨૩૬ માં મુવાથી તેની દીકરી રજીઆ બેગમ.

પ્ર૦ એ બેગમ કેવા ગુણની હતી?

ઉ૦ એ ભણેલી, સરકારી કામમાં ઉદ્યોગી, દૃઢ મનની ને તેજદાર
હતી. પણ તેની કોઈ હબસી ગુલામ ઉપર પ્રીતી થયાથી પઠાણ
સરદારોએ તેને મારી નાંખી.

પ્ર૦ ગુલામ વંશનું રાજ શાથી નબળું પડવા લાગ્યું?

ઉ૦ ઈ. સ. ૧૨૪૫ માં તિબેટની વાટે આશામમાં ને તે પછી ૪૪
વરસ અફઘાન ઘાટોને માર્ગે મોગલો ચઢી આવ્યાથી અને ઘક્કર,
મેવાતના ડુંગરી લોકો ને રજપૂતોના બળવાથી ગુલામ વંશ ન-
બળો થયો.

પ્ર૦ બલબન કોણ ને કેવો હતો?

ઉ૦ ગુલામ વંશમાં છેલ્લાની પહેલો એ પાદશાહ થયો ઈ.સ. ૧૨૬૫ થી ૧૨૮૭ સુધી. એ બહાદુર, દૃઢ ને સખત પાદશાહ હતો.

પ્ર૦ એના વખતમાં કયી કયી લડાઇઓ થઈ?

ઉ૦ મોગલો ચઢી આવ્યા તેમને પાછા હઠાવ્યા. કેટલાક મુસલમાન હાકેમોએ બળવા કર્યા તેમને મરાવ્યા. બંગાળાનો બળવો સમાવવા મોકલેલો સરદાર હાર્યાથી તેને ફાંસી દીધો ને એ બળવો પડે સમાવ્યો. મેવાતના રજપૂતોએ બળવો કર્યાથી એક લાખ રજપૂતોને કાપી નાંખ્યા તથા તેમને ભરાઇ રહેવાનાં જંગલો કપાવ્યાં.

પ્ર૦ બલબનના આશ્રયમાં કયા લોકો આવી રહ્યા હતા?

ઉ૦ મોગલોના જુલમથી મધ્ય એશિઆમાંથી ૧૫ રાજાઓ ને કવિઓ નાશી આવ્યા હતા તે.

પ્ર૦ બલબન પછી કયો પાદશાહ થયો?

ઉ૦ ઇ. સ. ૧૨૮૭ માં તે મૂવાથી તેનો પૌત્ર કૈકુબાદ પાદશાહ થયો તે વિખથી માર્યો ગયો. ૧૨૯૦

પ્ર૦ ગુલામ વંશ પછી કયો વંશ થયો?

ઉ૦ ખીલજી વંશનો જલાલુદીન પાદશાહ થયો.

પ્ર૦ એના વંશને ખીલજી વંશ કેમ કહે છે?

ઉ૦ કેમકે જલાલુદીન ખીલજી જાતનો પઠાણ હતો.

પ્ર૦ ખીલજી વંશની સત્તા દક્ષિણ હિંદમાં શી રીતે થઈ?

ઉ૦ જલાલુદીનનો ભત્રીજો અલાઉદ્દીન કરાનો સુબો હતો તેણે ૮૦૦૦ સ્વારો સહિત દક્ષિણમાં સ્વારી કરી ને દેવગીરી (દોલતાબાદ) ઉપર છાપો મારીને તે લૂટયું ને તે લૂટ પોતાની રાજધાનીમાં આણી.

પ્ર૦ અલ્લાઉદ્દીનને શી રીતે રાજ્ય મળ્યું?

ઉ૦ જલાલુદ્દીન લૂટમાં ભાગ લેવા આવ્યો ત્યાં અલ્લાઉદ્દીને એને મરાવી નાંખ્યો.

પ્ર૦ અલ્લાઉદ્દીને કયા કયા મુલક જીત્યા?

ઉ૦ ઈ. સ. ૧૨૯૭ માં એણે ગુજરાત ને ઈ. સ. ૧૩૦૩ માં ચિતોડગઢ જીત્યો. તથા એજ સાલમાં પોતાના સરદાર કાફુરને તેલંગણ ઉપર મોકલ્યો. ૧૩૦૬ માં કાફુરે માળવા, ખાનદેશ, ને મહારાષ્ટ્ર જીતી દેવગીરીના રાજા રામદેવને દિલ્હી લાવ્યો.વળી કાફુરે એક સ્વારી કરી દક્ષિણ હિંદ જીતી રામસેતુ સુધી પહોંચી ત્યાં મશીદ બંધાવી.

પ્ર૦ અલ્લાઉદ્દીનના વખતની મોગલ સ્વારીઓનું વર્ણન કરો!

ઉ૦ એના વખતમાં પાંચ મોગલ સ્વારીઓ થઈ. ૧૨૯૫ ની સ્વારીમાં મોગલોને દિલ્લીના કોટ આગળ હરાવ્યા. ૧૩૦૪-૫ માં ચાર મોગલ સ્વારીઓ થઇ તેમને હરાવી પકડાયલા કેદીઓને મરાવી નાંખ્યા. એના ભત્રીજાએ બળવો કર્યો તેમને પણ પકડીને આંધળા કરીને મરાવી નાંખ્યા.

પ્ર૦ એ સમયે હિંદમાં મુસલમાની રાજ્યનો કેટલો વિસ્તાર હતો?

ઉ૦ એ સમય સુધીમાં ત્રણ જાતના મુસલમાનો ઉત્તર હિંદમાં જથા બંધ આવ્યા હતા. ગીજની વંશના તુર્ક, ઘોર ને ખીલજી જાતના પઠાણ ને મોગલ. મોગલો મુલક જીતી ન શક્યા ત્યારે પઠાણ પાદશાહ પાસે નોકર રહ્યા. એ મોગલોની ગુલામ સુલતાનોએ કતલ કરાવી. ઈ. સ. ૧૨૯૨ માં ત્રણ હજાર મોગલ પોતાનો તાર્તર ધર્મ છોડી મુસલમાન થયા. ઈ.સ. ૧૩૧૧ માં અલ્લાઉદ્દીને પંદર હજાર મોગલોની કતલ કરાવી. તો પણ તુર્ક, પઠાણ

ને મોગલ સિપાઈઓની પુષ્કળ ભરતી થવાથી અલ્લાઉદીન દક્ષિણમાં ફોજ મોકલી શક્યો. એને કાફુરે ઝેર દઈ ઈ. સ. ૧૩૧૫ માં માર્યો.

પ્ર૦ અલ્લાઉદીન પછી રાજ્ય સત્તા કોને હાથ આવી?

ઉ૦ કાફુરને. પણ કાફુરને મારીને ખુશરૂખાન સઘળી સત્તા બથાવી પડયો. એ નીચ જાતનો હિંદુ વટલેલ મુસલમાન હતો. સુલતાનને મારીને એ પાદશાહ થયો. એ મુસલમાન થયાનો ડોળ કરતો પણ કુરાન ઉપર બેસતો ને મશીદો ઉપર હિંદુ ધર્મની મૂર્તિઓ મૂકતો.. તેથી મુસલમાન સરદારોએ બળવો કરીને એને ઈ. સ. ૧૩૨૦ માં માર્યો.

પ્ર૦ ખીલજી વંશ પછી કયા વંશનું રાજ્ય થયું?

ઉ૦ પંજાબના સુબા ઘિઆસુદીન તુઘલકે ખુશરૂને હરાવી રાજ્ય સ્થાપ્યાથી એના વંશને તુઘલક વંશ કહેછે. એણે દિલ્લીની પૂર્વમાં ચાર મૈલ પર તુઘલકાબાદ વસાવી રાજ્યધાની કરી.

પ્ર૦ ઘિઆસુદીન પછી કયો સુલતાન થયો?

ઉ૦ એનો દિકરો મહમદ ઇ. સ. ૧૩૨૪ માં થયો. એ બહુ વિદ્વાન, ચતુર ને શૂરો હતો, પણ નિર્દય ને ગાંડો હતો.

પ્ર૦ અલ્લાઉદીનનો ખજાનો ખાલી શી રીતે થયો?

ઉ૦ પંજાબપર મોગલો ચઢીઆવતા તેમને ધન આપી પાછા કહાડવામાં.

પ્ર૦ એણે ગાંડાઇનાં શાં કામ કર્યાં?

ઉ૦ પોતાની રાજ્યધાની દેવગીરીમાં કરવાનું ઠરાવી દિલ્લીના લોકને ત્યાં જઇ વસવાનો હુકમ કર્યો. ઈરાન જીતવાને લાખ લશ્કર જમાવ્યું તેને પગાર ન મળ્યાથી એજ લશ્કરે એનોજ મુલક લૂટયો. ચીન જીતવાને એક લાખ લશ્કર મોકલ્યું તે હીમાલયના

ધારોમાં નાશ પામ્યું. ખજાનો ખાલી થયાથી તાંબાનાંણું રૂપાનાણાને બદલે ચલાવવાનો યત્ન કર્યો, પણ તેથી વેપાર રોજગાર બંધ પડયો ને છેવટે એજ તાંબાનાણું એના ખજાનામાં ભરાયું.

પ્ર મહમદના રાજ્યમાં કયાં કયાં બળવા થયા?

ઉ૦ એને મુસલમાની ધર્મ માટે દુરાગ્રહ હોવાથી એણે હિંદુપર વિશ્વાસ રાખ્યો નહિ. તેથી એ ગાદીએ બેઠો ત્યારે મોટામાં મોટું મુસલમાની રાજ્ય એને હાથ આવ્યું હતું, પણ તે એના વખતમાં બળવા થઇ નાનું થઇ ગયું. એક ઠેકાણે એક બળવો સમાવે કે બીજે ઠેકાણે બળવો જાગે. પંજાબ ને માળવાના બળવાખોરને મરાવી નાંખી ત્યા સમાધાન કર્યુ. પણ બંગાળાના કારોમાંડલ કાંઠાના મુસલમાન સુબા સ્વતંત્ર થયા ૧૩૪૦. કર્ણાટક ને તૈલંગણના હિંદુ રાજાઓ મુસલમાન થાણાં કહાડી મૂકી સ્વતંત્ર થયા ૧૩૪૮. વળી દક્ષિણ, ગુજરાત ને સિંધમાં બળવા થયા. એ બળવા ખોરની પાછળ સિંધમાં ગયો ત્યાં ઈ. સ. ૧૩૫૧ માં મરણ પામ્યો.

પ્ર૦ મહમદે નિર્દયતાનાં શાં શાં કામો કર્યાં?

ઉ૦ એણે જમીન વેરો કોઇ ઠેકાણે દશ ગણો ને કોઈ ઠેકાણે વીશ ગણો વધાર્યાથી ખેડુતો ખેતી છોડી લુટારા થયા. વળી તેણે મનુષ્યનો શિકાર કરવાની યુક્તિ કરી. શિકાર માટે લશ્કર વતી એક ગોળ મેદાન ઘેરી તે ઘેરાવો નાનો કરતાં વચમાં જે મનુષ્ય આવે તેનો શિકાર કરવાનો હુકમ કર્યો. વળી કનોજના બધા લોકોની પણ કતલ કરાવી ઘાતકીપણું કર્યુ. આવાં ક્રૂર કામોથી દેશમાં દુકાળ પડયો ને પ્રજા બહુ દુઃખી થઈ.

પ્ર૦ મહંમદ પછી કયો પાદશાહ થયો?

ઉ૦ એનો દીકરો ફીરોજ થયો. ઇ. સ. ૧૩૫૧.

પ્ર૦ ફીરોજે કેવી રીતે રાજ ચલાવ્યું?

ઉ૦ એણે દયાળુપણે રાજ ચલાવ્યું. બંગાળા ને દક્ષિણનાં મુસલમાની રાજ્યોની સ્વતંત્રતા સ્વીકારી. ખેતીને સારૂ નદીઓને પાળો બંધાવી, તળાવ ખોદાવ્યાં, તથા જમનાં ને સતલજ વચ્ચે મોટી નહેર ખોદાવી. વટે માર્ગું માટે મુસાફરખાનાં ને રસ્તા તથા પુલ કરાવ્યા. તથા મશીદો, પાઠશાળા ને દવાખાનાં કરાવ્યાં. પણ મુસલમાનોના ને હિંદુઓના બળવાથી એ રાજ્ય નરમ પડી ગયું.

પ્ર૦ તિમુર કોણ હતો ને તેની સ્વારીનું વર્ણન કરો?

ઉ૦ મધ્ય એશિઆનો એ તાર્તર જાતનો લૂટારો રાજા હતો. એણે ઇ. સ. ૧૩૯૮ માં અફઘાન ઘાટોને માર્ગે હિંદપર સ્વારી કરી દિલ્લી લીધું ને પાંચ દિવસ કતલ ચલાવી. પછી દિલ્લી લૂટીને મીરત જઇ કતલ ચલાવી ત્યાંથી હરદ્વાર થઇ પશ્ચિમ ભણી વળ્યો ને અફઘાનીસ્તાનમાં થઇ મધ્ય એશિયામાં ગયો. ૧૩૯૯.

પ્ર૦ તિમુર ગયા પછી દિલ્લીના રાજ્યની શી વ્યવસ્થા થઇ?

ઉ૦ મહંમદ તુઘલક ગુજરાતમાં નાશી ગયો હતો તેણે પાછા આવી ઈ. સ. ૧૪૧૨ લગી નામનું રાજ્ય કર્યું.

પ્ર૦ તુઘલક વંશ પછી કયા પઠાણોનું રાજ્ય થયું?

ઉ૦ સેયદ વંશે ૧૪૧૪ થી ૧૪૫૦ સુધી રાજ્ય કર્યા પછી લોદી જાતના પઠાણોએ ૧૫૨૬ સુધી રાજ્ય કર્યું.

પ્ર૦ એ પાદશાહની સત્તા કેવી હતી?

ઉ૦ એમની સત્તા દિલ્લીની નજીકમાં થોડા ગાઉ સુધીજ માત્ર હતી. બાકીના ભાગમાં હિંદુ રાજાઓ ને મુસલમાન સુબાઓ સ્વતંત્ર પણે રાજ્ય ચલાવતા હતા.

પ્ર૦ લોદી વંશની આખર ક્યારે ને કોણે કરી?

ઉ૦ ઈ. સ. ૧૫૨૬ માં મોગલ વંશના બાબરે.

પ્ર૦ એ સમયે દક્ષિણમાં ક્યાં હિંદુ રાજ્યો હતાં?

ઉ૦ ચેરા, ચોલા ને પાંડય એ રાજ્ય દ્રાવિડ દેશમાં હતાં ને ત્યાં તામિલ બોલી બોલનારા લોક હતા.

પ્ર૦ ચેરાકુળનું રાજ્ય ક્યાંથી ક્યાં સુધી ચાલ્યું?

ઉ૦ મૈસુરમાં તાલકદ નામે નગરમાં ઈ. સ. ૨૮૮ થી ૯૦૦ સુધી એ રાજ્ય ચાલ્યું.

પ્ર૦ ચોલા રાજ્ય ક્યાં હતું?

ઉ૦ એ રાજ્યની રાજધાની કુંભકોનમ ને તાંજોરમાં હતી. એ રાજ્યની ગાદીએ છાસટ રાજા થયાછે.

પ્ર૦ પાંડય રાજ્ય ક્યાંથી ક્યાં સુધી ચાલ્યું?

ઉ૦ એ રાજ્ય ઇ. સ. પુ. ૪ થા સૈકામાં થપાયું. એની રાજ્યધાની મધુરામાં હતી. એ રાજ્યના ૧૧૬ મા રાજાને કાફુરે માર્યો પણ ૧૮ મા સૈકા સુધી એ રાજ્ય ટકી રહ્યું. એ રાજ્ય લાગ લાગટ બે હજાર કરતાં વધારે વરસ ચાલ્યું. એવો લાગ લાગટ એક વંશ યુરોપના પણ કોઇ દેશમાં ચાલ્યો નથી.

પ્ર૦ વિજયનગરના રાજ્ય વિશે તમે શું જાણો છો?

ઉ૦ તુંગભદ્રાને કાંઠે બેલારી જીલ્લામાં વિજયનગર શેહેર હતું ત્યાં નરસિંહ વંશના રાજા રાજ્ય કરતા હતા. ઈ. સ. ૧૧૧૮ થી ૧૫૬૫ સુધી. દક્ષિણ હિંદમાં ત્રણસેં વરસ સુધી એ રાજ્યે ઉપરીપણું ભોગવ્યું હતું.

પ્ર૦ દક્ષિણમાં બ્રાહ્મણી વંશનું મુસલમાની રાજ્ય કોણે સ્થાપ્યું?

ઉ૦ દિલ્લીના કોઈ બ્રાહ્મણનો જાફર નામે ગુલામ હતો તેને આગ-

બા જતાં રાજા થઇશ એવું ભવિષ્ય કહી છોડી દીધો. તેણે દક્ષિણમાં મહંમદ તુઘલકના વખતમાં ૧૩૪૭ માં એ રાજ્ય સ્થાપ્યું ને બ્રાહ્મણનું નામ રાખવાને બ્રાહ્મણી વંશ નામ પાડયું.

પ્ર૦ એ રાજ્ય કયાં સુધી ચાલ્યું ને તેની રાજ્યધાની કયાં હતી?

ઉ૦ ઇ. સ. ૧૩૪૭ થી ૧૫૨૫ સુધી ચાલ્યું ને તેની રાજ્યધાની અનુક્રમે ગુલબર્ગ, વરંગુળ ને બેદરમાં હતી.

પ્ર૦ એ રાજ્ય પૂર્ણ ચઢતીમાં કયારે હતું?

ઉ૦ ૧૪૩૭ માં બીજા અલ્લાઉદ્દીનના વખતમાં.

પ્ર૦ બ્રાહ્મણી રાજ્યમાંથી કયાં કયાં રાજ્યો થયાં?

ઉ૦ ૧૪૮૯ થી ૧૫૨૫ સુધીમાં એ રાજ્યમાં કુસંપ થવાથી તૂટયું ત્યારે તેમાંથી પાંચ જુદાં રાજ્યો બન્યાં. વિજાપુરમાં ૧૪૮૯ માં આદિલશાહે આદિલશાહી રાજ્ય સ્થાપ્યું. એ રાજ્ય ઔરંગજેબે ઇ. સ. ૧૬૮૮ માં મોગલાઈ રાજ્યમાં જોડી દીધું. બીજું ગોવળકોંડમાં કુતુબશાહી રાજ્ય ૧૫૧૨ માં થયું. એ રાજ્ય પણ ઔરંગજેબે લીધું ૧૬૮૭. અહમદનગરમાં નિઝામશાહી રાજ્ય ઇ. સ. ૧૪૯૦ માં થયું તે શાહજહાને ઇ. સ. ૧૬૩૬ માં લીધું. ઈલીચપુરમાં ઇમાદશાહી ૧૪૮૪ માં સ્થાપ્યું તે અહંમદનગરના સુલતાનોએ ૧૫૭૨ માં લીધું. બેદરમાં બરીદશાહી રાજ્ય ઇ. સ. ૧૪૯૮ માં થયું. એ રાજ્ય ૧૬૫૭ માં ઔરંગજેબે જીત્યું.

પ્ર૦ વિજયનગરના હિંદુ રાજ્યની પડતી શીરીતે થઈ?

ઉ૦ દક્ષિણના બ્રાહ્મણી રાજ્યમાંથી થએલાં મુસલમાની રાજ્યોએ સંપ કરી ઇ. સ. ૧૫૬૫ માં તાલિકોટાના યુદ્ધમાં વિજયનગરના રાજાને હરાવ્યો ને તેનું રાજ્ય લેઈ લીધું પણ એ રાજાનો કુંવર નાસીને ચંદ્રગીરીમાં રાજ્ય કરવા લાગ્યો. એના વંશજોએ

મદ્રાસ વસાવવાને ઇ. સ. ૧૬૩૯ માં અંગ્રેજને રજા આપી. વળી વિજયનગરનાં ખંડેરો પાસે અનગુંડીનો રાજા પણ એ મહાન રાજાનો વંશજ કહેવાય છે.

પ્ર૦ વિજયનગરના રાજાના ખંડીઆ નાયકો કયા છે?

ઉ૦ મદ્રાસ ઇલાકાના પાલીગારો ને મૈસૂરના મહારાજા.

પ્ર૦ ઉત્તર હિંદમાં કયાં મુસલમાની સ્વતંત્ર રાજ્યો હતાં?

ઉ૦ બંગાળામાં ૧૩૪૮ માં ફકીરૂદીને ગૌડ શેહેરમાં રાજ્યધાની કરી. ૧૫૩૮ માં હુમાયુએ બંગાળા લીધું પણ ખરેખરું તો અકબરે ઈ. સ. ૧૫૭૬ માં પાદશાહી સાથે જોડી દીધું. ગુજરાતમાં ૧૩૭૧ થી બસેં વરસ સ્વતંત્ર મુસલમાની રાજ્ય રહ્યું તે અકબરે ૧૫૭૩ માં લીધું. માળવામાં ૧૪૦૧ માં દીલાવર ઘોરીએ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું તે ૧૫૩૧ માં ગુજરાતના સુલતાનોએ લીધું. કાશી પાસેના જુવાનપુરમાં ૧૩૯૩ થી ૧૪૭૮ સુધી સ્વતંત્ર મુસલમાની રાજ્ય હતું.



## પ્રકરણ ૧૦ મું.

પ્ર૦ હિંદમાં મોગલાઇ રાજ્ય સ્થાપનાર બાબર કોણ હતો?

ઉ૦ બાબર શબ્દનો અર્થ સિંહ થાયછે. એ સન ૧૪૮૨ માં જન્મ્યો હતો ને તે તિમુરથી છઠી પેઢીએ થયો. એના બાપનું રાજ્ય જકસાર્તીસ નદીને કાંઠે ફરઘાન પ્રાંતમાં હતું, ત્યાં બાર વરસની ઉમરે ૧૪૯૪ માં ગાદીએ બેઠો ને ૧૪૯૭ માં તિમુરની રાજ્યધાની સમર્કંદ જીત્યું. પણ ત્યાં બળવો થયો તેમાં હારાથી છેવટે કાબુલમાં ૧૫૦૪ માં રાજ્ય સ્થાપ્યું?

પ્ર૦ બાબરે હિંદનુ રાજ્ય શીરીતે મેળવ્યુ.

ઉ૦ તેણે ૧૫૨૬ માં પંજાબ જીતી પાણીપતના રણમાં લોદી પાદશાહ ઈબ્રાહિમને હરાવ્યો ને દિલ્લીનુ રાજ્ય કબજે કરયું.

પ્ર૦ ફતેહપુરસીક્રીનું યુદ્ધ ક્યારે ને કોની વચ્ચે થયું?

ઉ૦ બાબર સામા મેવાડનો રાણો સંગ અને બીજા રજપુતો ઉઠયા ને તેમણે બાબર સાથે ફતેપૂર આગળ ૧૫૨૭ માં લડાઇ કરી. તેમાં બાબર મહા મુશ્કેલીથી જીત્યો. ને વખતે બાબરે દારૂ નહિ પીવાને સોગન ખાધા.

પ્ર૦ બાબરના મરણ સમયે એનુ રાજ્ય કેવડું હતું?

ઉ૦ એ ઈ. સ. ૧૫૩૦ મરણ પામ્યો ત્યારે હિંદમાં પંજાબથી બંગાળા સુધી ને મધ્ય એશિઆમાં આમુ નદી સુધી એનુ રાજ્ય ફેલાયલું હતું.

પ્ર૦ બાબર પછી હિંદની ગાદી કોને મળી?

ઉ૦ તેના મોટા દીકરા હુમાયુને અને કાબુલનુ રાજ્ય એના ભાઈ કામરાનને મળ્યું.

પ્ર૦ હુમાયુ સામા કયા લોકે બળવો કર્યો?

ઉ૦ પઠાણો હિંદના જુના ધણી હોવાથી તેઓ મોગલોપર દ્વેષ કરતા. તેમણે શેરશાહ નામે પઠાણની સરદારી નીચે બંગાળામાં બળવો કરી ઇ. સ ૧૫૪૦ માં હિંદનું રાજ્ય જીતીને હુમાયુને કહાડી મૂકયો.

પ્ર૦ હુમાયુ નાસીને કયાં ગયો?

ઉ૦ સિંધમાં થઇ કાબુલની વાટે ઈરાનમાં ગયો. સિંધમાં અમરકોટ માં ૧૫૨૪ માં એના પૂત્ર અકબરનો જન્મ થયો.

પ્ર૦ શેરશાહના કુળનું રાજ્ય કેવી રીતે ચાલ્યુ?

ઉ૦ શેરશાહ કલીંજરના ડુંગરી કિલ્લાપર હુમલો કરતાં ૧૫૪૫ માં

મરાયો. તેની પછી તેનો દીકરો થયો ને તેના પછી શેરશાહનો પૌત્ર થયો. તેના અમલમાં પંજાબ, માળવા, બંગાળામાં બળવા થયા. એવામાં હુમાયુએ પાછા આવી ૧૫૫૬ માં પઠાણોને પાણીપતના રણમાં હરાવી હિંદમાં ફરીને મોગલાઈ સ્થાપી.

પ્ર૦ હુમાયુનો કાળ શીરીતે ને ક્યારે થયો?

ઉ૦ એ આરસની સીડીપરથી લપસી પડી ૧૫૫૬ માં મરણ પામ્યો ને અકબર ગાદી પતી થયો.

પ્ર૦ અકબર ગાદીએ બેઠા પછી સાલવાર શા બનાવ બન્યા?

ઉ૦ ૧૫૬૦ માં બેરામને હરાવી માફી આપી. ૧૫૬૬ માં અકબરના ભાઇ હકીમે પંજાબપર સ્વારી કરી તેને હરાવ્યો. ૧૫૬૧–૬૮ સુધીમાં રજપૂત રાજ્યોને તાબેદાર કર્યાં. ૧૫૭૩ માં ગુજરાતને ૧૫૭૬ માં બંગાળા જીત્યું. ૧૫૮૬ માં કાસ્મીર, ૧૫૯૨ માં સિંધ ને ૧૫૯૪ માં કંદહાર જીત્યાં. ૧૫૯૫ માં શાહજાદો મુરાદ અહમદનગર આગળ હાર્યો પણ ૧૫૯૯ માં અકબરે તે શહેર લીધું. ૧૬૦૧ માં ખાનદેશ ખાલસા કર્યું. ૧૬૦૫ માં અકબરનુ મરણ.

પ્ર૦ બેરામખાન કોણ હતો?

ઉ૦ હુમાયુના સંકટમાં ભાગીઓ ને વજીર હતો. એણે અકબરના બાળપણમાં વાલીપણાનું કામ કર્યું. ને પંજાબનો બળવો સમાવ્યો પણ એનો મીજાજી સ્વભાવ અકબરને નહિ ગમ્યાથી ૧૫૬૦માં અકબરે સ્વતંત્ર અખત્યાર લીધો. તે બેરામને નહિ ગમ્યાથી બંડ કર્યું. અકબરે તેને હરાવી તેનો ગુનો માફ કર્યો. બેરામ મક્કે જતાં ગુજરાતમાં કોઇ પઠાણે એને મારી નાંખ્યો.

પ્ર૦ અકબરે મોગલ સત્તા કયા ઉપાયથી મજબુત કરી?

ઉ૦ મધ્ય એશિઆમાંથી બાબરના સૈન્યની ભરતી થતી તેમ અક-

બરને થવાનો સંભવ ન હોવાથી તથા પઠાણો મોગલોના શત્રુ હોવાથી તેણે રજપૂતો સાથે સગાઈ કરી. તેથી રજપૂતો તેને મદદગાર થયા. પછી અકબરે તેમને મોટા અધિકાર આપ્યા.

પ્ર૦ તેણે રજપુતોને શી રીતે વશ કર્યા?

ઉ૦ તેણે પ્રથમ જયપુર જીતી તેની કુંવરીને પરણ્યો. જોધપુર જીતી ત્યાંના રાજાની પૌત્રી શાહજાદા સલીમ (જહાંગીર) વેરે પરણાવી. લાંબી મુદત લઢી ચીતોડ ગઢ લીધો પણ ત્યાંના રાણાએ મોગલોને કન્યા ન દીધી. તેમણે રાજ્ય ગુમાવી ફરીને મેળવ્યું ને ઉદેપુર વસાવી ત્યાં રાજધાની કરી, તે હજુ સુધી પણ મેવાડની રાજ્યધાની છે.

પ્ર૦ અકબરે હિંદુઓનાં મન શી રીતે મેળવ્યાં?

ઉ૦ જયપુરના રાજાના કુંવર માનસિંહને પંજાબનો સુબો બનાવ્યો. તેણે કાબુલથી ઓરીસા સુધીનો મુલક જીતી આપ્યો. રાજા ટોડરમલને વસુલાત ખાતાનો દીવાન બનાવ્યો. તેણે હિંદમાં પહેલ વહેલી જમીન મપાવી જમાબંધીની રીત ઠરાવી. અકબરની ઘોડે સ્વાર ફોજના ૪૧૫ ઉપરી હતા તેમાં ૫૧ હિંદુ હતા. એણે જજીઆ વેરો માફ કર્યો. એ રીતે એણે હિંદુ મુસલમાનને સરખા ગણ્યા. તેમના ધર્મ પુસ્તકોનો ફારસીમાં તરજુમો કરાવ્યો તથા તેમના ધર્મ ઊપર જુલમ ન કર્યો. એણે બાળલગ્ન ને સતિ થવાનો ધારો બંધ પાડયો ને વિધવાને પુનર વિવાહ કરવાનો ઠરાવ્યો.

પ્ર૦ અકબરે મુસલમાની સંસ્થાનો શી રીતે તાબે કર્યા?

ઉ૦ તેણે રજપુતોને વશ કરી તેમની મદદથી પંજાબથી બંગાળા સુધીનો મુલક જીતીને કબજે કર્યા.

પ્ર૦ અકબરે બંગાળા શી રીતે મેળવ્યો?

ઉ૦ ઇ. સ. ૧૫૩૯ થી શીરશાહના કુળના ત્યાં રાજ્ય કરતા હતા તેમની પાસેથી ૧૫૭૬ માં જીતી લીધો તે બસેં વરસ સુધી ૧૭૬૫ લગી મોગલ સુબાને તાબે રહ્યો. ૧૭૬૫ માં પાદશાહે એ પ્રાંત અંગ્રેજને આપ્યો.

પ્ર૦ ઓરિસ્સા પ્રાંત ક્યારે ને કેણે જીત્યો?

ઉ૦ રાજા ટોડરમલે ૧૫૭૪ માં જીત્યો.

પ્ર૦ માળવા ને ગુજરાત ક્યારે જીતાયાં?

ઉ૦ ૧૫૭૨ માં માળવા ને ૧૫૭૩ માં ગુજરાત જીત્યાં. પણ ગુજરાતનો છેલ્લો બળવો ૧૫૯૩ માં સમ્યો.

પ્ર૦ સિંધ, કાશ્મીર ને કંદહાર ક્યારે મળ્યાં?

ઉ૦ ૧૫૮૬ માં કાશ્મીર લીધું પણ ત્યાંનું છેલ્લું બંડ ૧૫૯૨ માં સમ્યું. તથા સિંધ ૧૫૯૨ માં ને કંદહાર ૧૫૯૪ માં લીધાં.

પ્ર૦ અકબરની રાજધાની ક્યાં હતી?

ઉ૦ એણે દિલ્લીથી રાજ્યગાદી આગ્રામાં આણી. પણ ફતેહપુરસીક્રી વસાવી ત્યાં રાજ્ય કરવા ધાર્યું. એ વિચાર આગળ જતાં માંડી વાળી ને ૧૫૬૬ માં આગ્રાનો કિલ્લો બંધાવ્યો તે હજુ સુધી છે.

પ્ર૦ અકબરે દક્ષિણ હિંદમાં કયો મુલક જીત્યો?

ઉ૦ એણે દક્ષિણ હિંદ જીતવાને અહંમદનગર ઉપર પ્રથમ સૈન્ય મોકલ્યું

પ્ર૦ ત્યાં અકબરની ઇચ્છા પાર પડી કે નહિ?

ઉ૦ અહંમદનગરમાં ચાંદબીબી રાણી હતી તે બહાદુર હતી. એણે દક્ષિણના મુસલમાનોમાં હબશી ને ઈરાની પક્ષ હતા તેમનો સંપ કરાવ્યો તથા વિજાપુર વગેરે સાથે સલાહ કરી તેમની મદદથી અકબરના દીકરા મુરાદને ૧૫૯૫ માં હરાવ્યો. તેથી અકબર પંડે આવ્યો ૧૫૯૯. અહંમદનગરના લશ્કરે ચાંદ બીબીને મારી

નાંખ્યાથી અકબરે અહમદનગર જીત્યું, પણ શાહજહાંને ૧૬૩૬ માં અહમદનગરનું રાજ્ય ખાલસા કર્યું ત્યાં સુધી એ રાજ્ય મોગલોને પુરેપુરૂં વશ થયું નહિ.

પ્ર૦ દક્ષિણમાં કયો મુલક અકબરના રાજ્યમાં જોડાયો?

ઉ૦ ખાનદેશ.

પ્ર૦ અકબરનું ક્યારે ને શી રીતે મૃત્યું થયું?

ઉ૦ એના ઘરડપણમાં રાજગાદી મેળવવાને કાવતરાં થયાં તેથી તથા તેના મોટા દીકરા સલીમની બદચાલથી શોકમાં ઈ.સ. ૧૬૦૫ માં અકબર મરણ પામ્યો.

પ્ર૦ અકબરે કયો નવો ધર્મ ચલાવ્યો?

ઉ૦ એની પ્રજામાં હિંદુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તી વગેરે હતા. તેમના ધર્મનું જ્ઞાન મેળવી તથા તેમના ધર્માચાર્યોના સંવાદ સાંભળી તાત્પર્ય કહાડી એક કુદરતી નવો ધર્મ કહાડ્યો. એ ધર્મનો પેગંબર કે પ્રમુખ અકબર હતો. તે દરરોજ સુરજની પુજા કરતો. એ ધર્મને એના મિત્ર અબુલફજલે અનુમતિ આપી. કેટલાક અજ્ઞાન શિષ્યો અકબરની સેવા કરતા ને પગે લાગતા.

પ્ર૦ અકબરની રાજ્યરચના કેવી હતી?

ઉ૦ એના રાજ્યના પંદર ભાગ કરી તે દરેક ઉપર સુબો નીમ્યો. સુબાના તાબામાં લશ્કરી, ન્યાય ને વસુલાત ખાતાં હતાં. લશ્કરનો ઘણો ભાગ પગારી રાખ્યો હતો. ન્યાય ખાતાનો ઉપરી ન્યાયાધિશ ને તેને મદદગાર કાજી હતા. પોલીસના ઉપરી કોટવાળ હતા ને તેને માજીસ્ટ્રેટનો અધિકાર આપ્યો હતો.

પ્ર૦ અકબરની વસુલાત પદ્ધતિ કેવી હતી?

ઉ૦ એણે જમીન મપાવી દર વીઘે કેટલો પાક થાયછે તે નક્કી કરી

તેમાંથી ત્રીજો ભાગ સરકારનો ઠરાવ્યો. દાણાને બદલે રોકડ લેવાનો પણ રીવાજ રાખ્યો હતો. એ દર દશ દશ વરસે ફરીને કરવાનો ઠરાવ હતો. અકબરની જમીનની પેદાશ વધારેમાં વધારે ૧૭ાા કરોડ ને કુલ પેદાશ ૪૨ કરોડ રૂપીઆ હતી.

પ્ર૦ અકબરના વખતમાં કયા પુરૂષો પ્રખ્યાત હતા?

ઉ૦ જમાબંધી ઠરાવનાર પ્રધાન ટોડરમલ, અઈન અકબરી (અકબરનો એહવાલ ) લખનાર દીવાન અબુલફજલ, ને તેનો ભાઇ ફૈજી, રાજા બીરબલ ને કવિ ગંગ.

પ્ર૦ અકબર પછીના પાદશાહના વારામાં શા બનાવ બન્યા?

ઉ૦ એનો પુત્ર સલીમ જહાંગીર નામથી પાદશાહ થયો ૧૬૦૫. એના દીકરા ખુશરૂએ બંડ કર્યું તે સમાવ્યું. એવામાં રજપુતો સાથે લઢાઇ સળગી. એમાં શાહજાદા ખુરમે ( શાહજહાંએ ) ઉદેપુરના રાણાને હરાવ્યો. કાબુલમાં બળવો થયો તે શાહજહાંએ સમાવ્યો પણ કંદહાર ઇરાનીઓએ લીધું. ૧૬૨૧. પછી શાહજહાંએ બળવો કર્યો ને અહમદનગરના વજીર મલીકંબરને મળી ગયો. એ ઈ. સ. ૧૬૨૭ મરણ પામ્યો.

પ્ર૦ નૂરજહાં બેગમ કોણ હતી?

ઉ૦ એ ઈરાની ઉમરાવની દીકરી હતી ને બહુ ખુબ સુરત હતી. અકબરે તેને કોઈ સરદાર સાથે પરણાવી પણ તેના મુવા પછી તેને મરાવી જહાંગીર પરણ્યો. એણે જહાંગીરને કબજામાં લેઈ રાજ્ય ચલાવવા માંડયું. એના ભાઇને ઉમરાવ બનાવ્યો ને પોતાના પહેલા ધણીની દીકરીને પાદશાહના દીકરા શહરીઆર વેરે પરણાવી. એની ખટપટથી શાહજહાંને અને સેનાપતિ મોહબતખાંએ બળવો કર્યો.

પ્ર૦ જહાંગીર કેવા ગુણનો હતો?

ઉ૰ અંગ્રેજ એલચી સર ટામસ રોએ ૧૬૧૫ માં એના રાજ્યની હકીકત લખી છે. એણે રૈયતને દારૂ પીવાની મના કરી હતી તો પણ પોતે દારૂડીઓ હતો. સાવધ હોય ત્યારે એ રાજ્યનું કામ ડહાપણથી કરતો. પ્રજાની ફરીઆદ સાંભળવાને એક સાંકળે ઘંટ બાંધ્યો હતો; તેથી કોઈ પણ ફરીયાદી પાદશાહને બારોબાર મળી શકતો. એણે પ્રથમ એના બાપનો ધર્મ સ્વીકાર્યો હતો. એના રાજની જમીનની પેદાશ ૧૭ાા કરોડ ને કુલ ૫૦ કરોડ હતી.

પ્ર૰ જહાંગીર પછી કયો પાદશાહ થયો?

ઉ૰ શાહજહાં ૧૬૨૮ માં થયો. તેણે નૂરજહાંને કેદ કરી ને સામાવાળીઆને મારી નંખાવ્યા. પણ તે ન્યાયી ને મેહેસુલના કામમાં પ્રવિણ હતો. તેને કરકસરથી નાણું બચાવી મકાનો બંધાવવાનો બાહુ શોખ હતો. એના વખતમાં એની ફોજે ૧૬૩૬ માં બલખ લીધું ને કંદહાર કબજે કર્યું, પણ ૧૬૫૩ માં કંદહાર ઇરાનીઓએ ફરીને લીધું. એણે દક્ષિણમાં અહંમદનગર ૧૬૩૭ માં ને બેદર ૧૬૫૭ માં જીતી લીધાં. ને બ્રાહ્મણી વંશનાં બાકીના બે ગોવળકોંડાને વિજાપુર પાસેથી ખંડણી લીધી. એના રાજ્યના છેલ્લા વરસ સુધી ઉત્તર હિંદમાં શાંતિ હતી.

પ્ર૰ શાહજહાંને કયાં કયાં મકાનો બંધાવ્યાં?

ઉ૰ આગ્રામાં તાજ મહેલ ને મોતી મસીદ બંધાવ્યાં. આગ્રેથી રાજ્યધાની દિલ્લી લેઈ ગયો ને ત્યાં જુમા મસીદ ને રાજ્ય મહેલ બંધાવ્યાં. એ વગર એણે આરસનાં ઘણાં સુંદર મકાનો બંધાવ્યાં છે. તથા પોતાને બેસવાને મયુરાસન કરાવ્યું હતું તેના પુછડાની જ કીમત માત્ર ૬ાા કરોડ રૂપીઆ હતી.

પ્ર૰ શાહજહાંના રાજ્યની પેદાશ કેટલી હતી?

ઉ૦ એનું રાજ્ય શાંતિમાં ચાલ્યાથી તથા નવો મુલક વધ્યાથી જમીનની પેદાશ ૨૨ કરોડ રૂપીઆ હતી.

પ્ર૦ શાહજહાંના રાજ્યનું છેવટ શી રીતે આવ્યુ?

ઉ૦ જેમ અકબરના અને જહાંગીરના શાહજાદાએ બળવા કર્યા હતા, તેમ શાહજહાંના શાહજાદાએ એ માંદો પડ્યો ત્યારે રાજ્ય મેળવવા બળવા કર્યા. તેમાં ઔરંગઝેબ દાવપેચથી જીત્યો ને ભાઈઓને મારીને તથા પાદશાહને કેદ કરીને પાદશાહ થયો.

પ્ર૦ શાહજહાં ક્યારે મરણ પામ્યો?

ઉ૦ સાત વરસ કેદખાનું ભોગવી ૧૬૬૬ માં મૂવો.

પ્ર૦ ઔરંગઝેબના વખતમાં શા શા બનાવ બન્યા?

ઉ૦ એ આલમગીર નામ ધારણ કરી પાદશાહ થયો ૧૬૫૮. એના ભાઈઓને મારી નાંખવા, દક્ષિણનાં મુસલમાની રાજ્ય વિજાપુર ને ગોવળકોંડા જીતવાં, હિંદુઓ ઉપર જજીઆવેરો નાંખવો ને રજપુતો ને મરાઠા સાથે વિગ્રહ તથા એના પુત્ર અકબરનો બળવો.

પ્ર૦ આલમગીરે એના ભાઈઓને શી રીતે હરાવ્યા?

ઉ૦ દારા હારીને નાઠો તે સિંધમાંથી પકડાયો નેને ૧૬૫૯ માં મરાવ્યો. સુજા હારીને આરાકાનમાં નાઠો ત્યાં મુવો ઈ.સ. ૧૬૬૦. ને મુરાદને બંધીખાને નાંખી ત્યાં મરાવ્યો ૧૬૬૧

પ્ર૦ વિજાપુર ને ગોવળકોંડાનાં રાજ્ય શી રીતે જીત્યાં?

ઉ૦ ગાદીએ બેઠા પછી ૨૫ વરસ સુધી પોતાના સરદારો એ રાજ્યો જીતવા મોકલ્યા. પણ તે જીતાયાં નહિ ને ઉલટું શિવાજી મહારાજે સ્થાપેલું મરાઠી રાજ્ય જીતવાનું કામ એને માથે આવ્યું, તેથી ૧૬૮૩ માં એક જબરૂં સૈન્ય લેઇ દક્ષિણ જીતવા આવ્યો ને પાંચ વરસ લઢીને ૧૬૮૮ માં બંને રાજ્ય ખાલસા કર્યાં.

પ્ર૦ ઔરંગઝેબે રજપુતો સાથે શામાટે યુદ્ધ કર્યું?
ઉ૦ મારવાડનો રાજા જશવંતસિંહ મરી ગયાથી તેનું રાજ્ય ખાલસા કરવાનો વિચાર કર્યો તેથી તથા હિંદુઓ ઉપર જજીઆવેરો નાંખ્યાથી રાઠોડો ને મેવાડનો રાણો રાજસિંગ સામા થયા. તેમાં ઘણી વાર હાર જીત થયા પછી તથા શાહજાદા અકબરને રજપુતોએ ફોડી પોતાના પક્ષમાં લીધાથી પાદશાહે દક્ષિણપર સ્વારી કરવાને રજપુતો સાથે સંધી કરી. ૧૬૮૧.
પ્ર૦ આલમગીરે મરાઠા સાથે લઢાઇ કરી તેમાં શું થયું?
ઉ૦ પાદશાહ ઉત્તરમાં હતો ત્યારે શિવાજી મહારાજે રાયગઢમાં રાજાપદ ધારણ કરી ૧૬૭૪ માં મરાઠી રાજ્ય સ્થાપ્યું. ૧૬૮૦ માં એ મરણ પામતા સુધીમાં બિજાપુર ને ગોવળકોંડાનાં રાજ્યો સાથે લઢીને એણે નબળાં કર્યાં. તેથી એના મુવા પછી આલમગીર દક્ષિણ જીતવા આવ્યો ત્યારે એ રાજ્યો જીતાયાં. પછી વીશ વરસ સુધી મરાઠા સાથે યુદ્ધ ચલાવ્યું. શિવાજી પછીના રાજા શંભાજીને પકડીને મારી નાંખ્યો ૧૬૮૯. અને ૧૭૦૧ સુધીમાં જીંજી, રાયગઢ વગેરે કિલ્લા લેઈ મરેઠા નિર્મુળ કર્યા. પણ મરાઠા ફરીને ઉઠ્યા ને ઔરંગઝેબને ખુબ થકવ્યો. છેવટે મરેઠાને વશ કર્યા પહેલાં તે ૧૭૦૭ માં અહંમદનગરમાં મરણ પામ્યો.
પ્ર૦ આલમગીરના કયા સરદારે આશામ પર સ્વારી કરી?
ઉ૦ મીરજુમલાએ ૧૬૬૨ માં. પણ એ પ્રાંત જીતાયો નહિ; લશ્કર હેરાન થયું ને પંડે થાક ને ઉદાસીથી મરણ પામ્યો.

# પ્રકરણ ૧૧ મું.

પ્ર૦ મરેઠાનો ઉદય શી રીતે થયો?

ઉ૦ શિવાજીનો બાપ શાહજી ભોંસલા હતો તેણે અહંમદનગર અને વિજાપુરના હાકેમોના પક્ષમાં રહી મોગલો સાથે લઢાઈ કરી. તેથી તેને જાગીર મળી. એનો દિકરો શિવાજી ૧૬૨૭ માં જન્મ્યો. એ મોટો થયો ત્યારે મોગલ ને દક્ષિણના મુસલમાન હાકેમોના સામાવાળીઆ હિંદુઓનો એક પક્ષ ઉભો કર્યો. એ પક્ષને શિવાજીએ પોતાની તરફ મેળવી તેની મદદવડે તેણે મરેઠીબળ જમાવ્યું.

પ્ર૦ શિવાજીએ મરેઠી રાજ્યની ચઢની શી રીતે કરી?

ઉ૦ હિંદનો દક્ષિણ ભાગ જીતવાને મોગલો (૧૬૨૭-૧૭૦૭) એંશી વર્ષ લઢયા. તેમાં સાઠ વર્ષ તો મોગલો દક્ષિણનાં મુસલમાની રાજ્યો સામે લઢયા. તે વખતે મરેઠા વારા ફરતી દરેક પક્ષને મદદ કરી પોતાનું બળ વધારતા. મુસલમાની લસ્કરમાં બહારથી સિપાઈઓની ભરતી કરવી પડતી ને મરેઠામાં મહારાષ્ટ્રમાંથી ભરતી થતી. તેથી શિવાજી પાસે અખુટ સૈન્ય હતું. માટે બંને પક્ષ શિવાજીની સહાય માગતા. એ સહાય કરી શિવાજી લાગ સાધતો. શિવાજી પાસે પગારી લશ્કર નહોતું તેથી પોતાના ડુંગરી કિલ્લા ઉપરથી આસપાસના મુસલમાની રાજ્ય પર તૂટી પડી લૂટ કરતો ને એ લૂટમાંથી લસ્કરને ભાગ આપી વિખેરી નાંખતો ને ઘણો ભાગ પોતે પોતાના ગઢમાં ભરતો. દાવ પેચ, રાજ્ય પ્રપંચ ને યુક્તિ સાથે સાહસ કરી શિવાજી મજબુત થયો.

પ્ર૦ શિવાજીનું બળ તોડવાને કોઇ યત્ન થયાછે?

ઉ૦ પ્રથમ વિજાપુરના હાકેમે અફજલખાંને મોકલ્યો. તેને શિવાજીએ દગાથી માર્યો. મોગલોએ શાહિસ્તખાંને મોકલ્યો તેને શિવાજીએ

ડાપો મારી નસાડયો ને ૧૬૬૨ માં સુરત લુટયું. એ ૧૬૬૪ માં રાજા થયો. ૧૬૬૬ માં તેને ફોસલાવી દિલ્લી લેઈ ગયા ને કેદ કર્યો. પણ ત્યાંથી યુક્તિથી નાસી ગયો ને ૧૬૭૪ માં ફરીને રાજા થયો ને પોતાની તૂળા સોનાથી કરી દાન કર્યું. ૧૬૭૬ માં કર્ણાટક ઉપર સ્વારી કરીને દક્ષિણમાંમરેઠી સત્તા જમાવી. ૧૬૮૦માંએગુજરી ગયો.

પ્ર૦ ઔરંગજેબની કયી ભૂલથી મરેઠી સત્તા ટકી રહી?

ઉ૦ તેણે દક્ષિણના મુસલમાનો સાથે લઢવાને બદલે સંપીને ઘતી મરેઠી સત્તા તોડી હોત તો તોડી શકત, પણ મુસલમાનો માંહો માંહે લઢીને નબળા થયા પછી મરેઠાને તાબે કરવા ચાહ્યું તે થયું નહીં.

પ્ર૦ શિવાજીના વંશની સ્થિતિ કેવી થઇ?

ઉ૦ શિવાજી પછી સંભાજી થયો તેને ૧૬૮૯ માં ઔરંગજેબે માર્યો ને એના કુંવર શિવાજી ૨ જો (શાહુ) ને કેદ કરી દિલ્લી લેઈ ગયો. ઔરંગજેબ મુવા પછી તે છુટીને દક્ષિણમાં આવી મરેઠી રાજ્યનો ધણી થયો ૧૭૦૮. પણ એણે રાજનો સઘળો વહિવટ પેસ્વા બાળાજી વિસ્વનાથને સોંપ્યો. એના વંશમાં પેસ્વાઈ વંશ પરંપરાની થયાથી શિવાજીના વંશજો સતારામાં નામના રાજા રહ્યા. ખરી સત્તા પેસ્વા પુનામાં રહીને ચલાવતા હતા. સતારાનો છેલ્લો રાજા અપુત્ર મુવાથી એ રાજ ૧૮૪૯ માં ખાલસા કર્યું. શંભાજીના ભાઇ રાજારામના વંશજો કોલાપુરમાં રાજ કરેછે.

પ્ર૦ પેસ્વાએ શાં શાં પરાક્રમ કર્યાં?

ઉ૦ બાળાજી વિસ્વનાથે સૈયદ ભાઇઓને મરેઠી લશ્કરની મદદ આપ્યાથી દક્ષિણમાં ચોથ લેવાનો હક મરેઠાને મળ્યો. ૧૭૨૦ માં બાળાજી મુવાથી બાજીરાવ પેસ્વા થયો તેણે માળવા ને ચંબલ સુધીનો મુલક જીત્યો તથા ૧૭૩૯ માં પોર્ટુગીજ પાસેથી વસાઈનો કિલ્લો લીધો.

પ્ર૦ ત્રીજો પેશ્વા કોણ થયો ને તેના સમયમાં શા બનાવ બન્યા?

ઉ૦ બાળાજી બાજીરાવ ૧૭૪૦ માં થયો. એણે ઉત્તર હિંદમાં સ્વારીઓ મોકલી પંજાબ સુધીનો મુલક કબજે કર્યો. પણ એ પ્રાંત અહંમદ દુરાનીએ પાદશાહ પાસેથી છીનવી લીધાથી તેણે મરેઠા સાથે ૧૭૬૧ માં પાણીપતમાં યુદ્ધ કરી મરેઠાની પાયમાલી કરી. મરેઠી બીજું બળ નાગપુરમાં ભોંસલા રાજાના તાબામાં હતું. એ ભોંસલા ઓરિસામાં થઈ બંગાળા ઉપર સ્વારી કરી લૂટતા, તથ તેમને બંગાળાની ચોથ ને ઓરિસા પ્રાંત મળ્યાં.

પ્ર૦ મરેઠી રાજ્યમાંથી કયા પાંચ રાજ્ય વંશ નીકળ્યા?

ઉ૦ પુણામાં પેશ્વા, વરાડમાં ભોંસલા, માળવામાંના ગ્વાલિયરમાં સિંધીઆ ને ઇંદોરમાં હોલકર ને વડોદરામાં ગાયકવાડ.

પ્ર૦ ચોથો પેશ્વા કોણ ને કેવો હતો?

ઉ૦ ૧૭૬૧ માં માધવરાવ થયો. એના તાબામાં પાંચે મરેઠી રાજ્ય હોઇને તે નિજામ ને મૈસુરનાં મુસલમાની રાજ્યોને સહેમાં રાખી શક્યો એવો બળવાન હતો.

પ્ર૦ સિંધીઆ ને હોલકરના રાજ્યની હકિકત કહો

ઉ૦ ૧૭૬૧ માં પાણીપતમાં હાર્યા પછી દશ વરસમાં એ બંને રાજાઓએ આખા માળવામાં સત્તા જમાવી. તથા પંજાબથી અયોધ્યા સુધીનાં રજપુતં, જાટ ને રોહિલાના રાજ્યોપર સ્વારી કરી લૂટ મેળવી. ૧૭૭૧ માં શાહઆલમ પાદશાહને સિંધીઆએ દિલ્લીમાં ગાદીએ બેસાડયો તે ૧૮૦૩ માં બીજા મરેઠી વિગ્રહમાં સિંધિયા હાર્યો ત્યારે લેક સાહેબે તેને કેદમાંથી છોડાવ્યો. એ બંને રાજાઓને અંગ્રેજો જોડે વિગ્રહ થયા છતાં પોતાનું હાલનું રાજ્ય સાચવી રહ્યા છે.

પ્ર૦ નાગપુરના ભોંસલાની હકીકત કહો?

ઉ૦ એ રાજાઓએ ૧૭૫૧ સુધી બંગાળાની ચોથ લીધી. ને દક્ષિણ ઓઢિઆ જીતી લીધો. બંગાળા અંગ્રેજને તાબે આવ્યા પછી એમની ચોથ અટકી. ૧૮૦૩માં અંગ્રેજોએ તેમનો ઓઢીઆ પ્રાંત લીધો ને ૧૮૧૭માં તેમની સત્તા તૂટી. છેલ્લો રાઘોજી ભોંસલા ૧૮૫૩ માં અપુત્ર મુવાથી એનું રાજ ખાલસા થયું ને તેના મધ્ય પ્રાંતો બન્યા.

પ્ર૦ આલમગીરની રાજનીતિ કેવી હતી?

ઉ૦ એ ધર્માંધ હોવાથી હિંદુપર જજીઆવેરો નાંખ્યો ૧૬૭૭ ને હિંદુઓને કારભારમાંથી કહાડયા, તેથી એના ઊપર હિંદુઓ કોપ્યા. વળી જોધપુરના જશવંતસિંહની વિધવા ને છોકરાંપર જુલમ કર્યો આવા કારણથી રજપુતો હમેશને માટે પાદશાહીથી છુટા પડયા.

પ્ર૦ ઔરંગજેબની વાર્ષીક ઉપજ કેટલી હતી?

ઉ૦ જમીનની વધારેમાંવધારે ૩.૩૮ કરોડ કુલ ઉપજ ૩.૮૦કરોડહતી.

પ્ર૦ ઔરંગજેબ કેવા ગુણનો પાદશાહ હતો?

ઉ૦ તે ઉદ્યોગી, ધર્માંધ, સાદો ને વીર પુરૂષ હતો. તેના ધર્માંધપણાથી શીખ, રજપુત ને મરાઠા તેના મુવા પછી મોગલાઈ સામા ઉઠયા ને તેના મુસલમાન સરદારો પાદશાહીના પ્રાંતો પચાવી પડયા.

પ્ર૦ મોગલાઇ રાજ્યની પડતી શી રીતે થઇ?.

ઉ૦ એ પડતીનાં બીજ ઔરંગજેબે વાવ્યાં હતાં તે તેના મોત પછી તેના છોકરાને ભોગવવાં પડયાં. સીખ, મરેઠા ને રજપુતોના વિગ્રહથી અને સુબા સ્વતંત્ર થયાથી પાદશાહી નબળી થઇ અને કોઇ જોરાવર સરદારના હાથમાં પાદશાહ રમકડા જેવા થઇગયા. ઔરંગજેબ પછીના બે પાદશાહ જુલ્ફીકર નામે સરદારને વશ હતા ને તે પછીના ચાર બે સૈયદ ભાઈઓ બેસાડયા હતા. એ સૈ-

યદ ભાઇઓને "પાદશાહ બનાવનારા" કહે છે.

પ્ર૦ પાદશાહતમાંથી કયાં કયાં મુસલમાની રાજ્ય છુટાં પડયાં?

ઉ૦ ઇ. સ. ૧૭૨૦–૪૮ સુધીમાં નિજામુલમુલ્કે દક્ષિણમાં નિજામનુ રાજ્ય, ૧૭૨૪ માં મુર્શીદ કુલીખાને બંગાળાનું ને ૧૭૩૨–૪૩ સુધી અયોધ્યાનું રાજ્ય સાદતખાંએ સ્થાપ્યું.

પ્ર૦ શીખ લોકો સાથે પાદશાહને થએલી લઢાઇ વર્ણવો?

ઉ૦ પંજાબના શીખ ઉપર જુલમ થયાથી તેમણે બળવો કર્યો. મોગલોએ છ વરસ ૧૭૧૦–૧૬ સુધી લઢીને શીખ લોકોનો નાશ કર્યો ને એમના ગુરૂ બંધાને ન ભૂલાય એવા ઘાતકીપણાથી મારી નાંખ્યો.

પ્ર૦ રજપુતો સાથેના વિગ્રહનુ છેવટ શું આવ્યું?

ઉ૦ જોધપુરનો રાજા અજીતસિંગ પોતાનું રાજ્ય પાછું મેળવી સ્વતંત્ર થયો ને એ વગર ઉદેપુર, જેપુરના રાજા પણ ૧૭૧૫ થી સ્વતંત્રપણે રાજ્ય કરવા લાગ્યા ને પાદશાહીથી છુટા પડયા.

પ્ર૦ મરાઠા સાથેની લડાઇમાં શું થયું?

ઉ દક્ષિણ હિંદમાં મરાઠાએ ચોથ ઉઘરાવીને ૧૭૪૩ માં માળવા પ્રાંત લીધો. ૧૭૫૧ માં ઓરિસ્સા જીત્યો ને એજ વરસમાં બંગાળા ઉપર ખંડણી લેવાની સનંદ મળી.

પ્ર૦ એ વખતે હિંદ ઉપર કયા લોક ચઢી આવ્યા?

ઉ૦ ૧૭૩૯ માં ઇરાની શાહ નાદીરશાહ હિંદ ઉપર આવ્યો ને દિલ્લી જીતી લોકોની કતલ કરી તથા ૩૨ કરોડ રૂપીઆની લૂટ લેઇ પાછો ગયો. પછી અહંમદશાહદુરાની છ વાર હિંદ પર આવ્યો. કાબુલ પ્રાંત દિલ્લીને તાબે હતો તે ૧૭૩૮ માં પઠાણોએ લઇ લીધો ને ૧૭૫૨ માં પંજાબ અહંમદદુરાનીને આપ્યો. એની છ સ્વારીઓમાં પઠાણોએ ઉત્તર હિંદમાં ક્રુરતા ને ખૂન કર્યાં. મથુરા લૂટયું,

કતલ કરી, ઘરો બાળ્યાં ને ગાયના લોહિથી મંદીરો અપવિત્ર ક-ર્યાં. એમના જુલમથી ઉત્તર હિંદ ઉજડ થઈ ગયો.

પ્ર૦ મોગલાઈનો અંત શીરીતે આવ્યો?

ઉ૦ દક્ષિણમાં અંગ્રેજ ને ફ્રેંચ લઢ્યા ને કર્ણાટકમાંથી મોગલાઇસ-ત્તા ઉઠી ૧૭૪૮ થી ૬૧. ઇ. સ. ૧૭૬૫ માં પાદશાહે બંગાળા, બહાર ને ઓરિસ્સા અંગ્રેજને આપ્યાં. પણ તે વખતે પાદશાહ માત્ર નામના હતા. ત્યાર પછીના અંધેરમાં અંગ્રેજે ધીરે ધીરે ન-વું અંગ્રેજી રાજ્ય ઉભું કર્યું. દિલ્લીનો છેલ્લો નામનો પાદશાહ ૧૮૫૭ ના બળવામાં સામેલ હોવાથી ૧૮૬૨ માં રંગુનમાં કેદી ત-રીકે મરણ પામ્યો.

પ્ર૦ અંગ્રેજે હિંદીરાજ્ય કોની પાસેથી મેળવ્યું?

ઉ૦ હિંદુ પાસેથી. અંગ્રેજ રાજ્ય જીતનાર થયા તે પહેલાં મોગલાઈ ભાગી પડી હતી. મોગલ સુબા સ્વતંત્ર થયા હતા તેમાંના બં-ગાળા, કર્ણાટક ને મૈસુરવાળા અંગ્રેજ સાથે લઢ્યા, પણ હિંદી રાજ્ય સ્થાપવામાં અંગ્રેજ સામા લાંબા વખત સુધી લઢનારા મ-રાઠા ને શીખ એ હિંદુ હતા.

પ્ર૦ ઔરંગઝેબ પછી મોગલાઈની પડતી થતા સુધીમાં શા શા બ-નાવ બન્યા?

ઉ૦ ઇ. સ. ૧૭૦૭ માં ઔરંગઝેબના બે દીકરા મોઆઝીમ ને આ-લમ ચઢ્યા તેમાં આલમ મરાયો ને મોઆઝીમ બહાદુરશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો. તેના ભાઈ કામબક્ષે બંડ કર્યું તેને પ-ણ હરાવીને માર્યો. એ પાદશાહ જુલ્ફીકરખાંને વશ હતો. એણે શીખ લોક સાથે લઢાઇ કરી. એના પછી ૧૭૧૨ માં એનો દી-કરો જહાંદારશાહ થયો. તેને તથા તેના વઝીર જુલ્ફીકરને તેના

બત્રીજા ફરૂખશીરે માર્યો. ૧૭૧૩.

પ્ર૦ ફરૂખશીરના વખતમાં શા બનાવ બન્યા?

ઉ૦ એ પાદશાહ એના વજીર બે સૈયદ ભાઈઓ ( પાદશાહ બનાવનાર ) ના કબજામાં હતો. એના વખતમાં ૧૭૧૬ માં શીખ લોક ઉપર જુલમ થયા.

પ્ર૦ ફરૂખશીર પછી કયો પાદશાહ થયો?

ઉ૦ બે સૈયદોએ ફરૂખશીરને મારીને પાદશાહી કુળના બે છોકરાને વારાફરતી ગાદી આપી. પણ તે બંને મૂવાથી મહંમદને ગાદીએ બેસાડયો ૧૭૧૯. એ સૈયદોની સત્તાનો ૧૭૨૦ માં અંત આવ્યો.

પ્ર૦ મહંમદ પછી કયો પાદશાહ થયો?

ઉ૦ એનો દીકરો અહંમદ ૧૭૪૮ માં થયો. એના વખતમાં ૧૭૫૦માં અયોધ્યામાં રોહિલા લોકે બંડ કરયું તે મરાઠાની મદદથી ૧૭૫૧ માં સમ્યું.

પ્ર૦ અહંમદશાહ પછી કયો પાદશાહ થયો?

ઉ૦ ૧૭૫૪ માં બીજો આલમગીર ૧૭૫૯ સુધી રહ્યો. તે પછી મરાઠાએ દિલ્લી લીધી. શાહઆલમ બીજો સન ૧૮૦૬ સુધી નામનો પાદશાહ રહ્યો તેણે ૧૭૭૧ સુધી અલ્લાહાબાદમાં અંગ્રેજનું પેનશન ખાધું. તે પછી મરાઠાનો બંધીવાન ૧૮૦૩ સુધી રહ્યો ને લેક સાહેબે છોડાવ્યા પછી ૧૮૦૬ સુધી જીવ્યો.

પ્ર૦ શાહઆલમ પછી નામના પાદશાહ કયા થયા?

ઉ૦ ૧૮૦૬ થી ૧૮૩૭ સુધી અકબરને ૧૮૩૭ થી ૧૮૬૨ સુધી મહંમદ બહાદુરશાહ એ છેલ્લો પાદશાહ ૧૮૫૭ ના બળવામાં સામેલ થયાથી રંગુનમાં કેદ કર્યો તે ત્યાં ૧૮૬૨ માં મૂવો.

પ્ર૦ અહંમદ દુરાનીએ ક્યારે ક્યારે સ્વારીઓ કરી?

ઉ૦ ઈ. સ. ૧૭૪૭ માં પહેલી ૧૭૫૧ માં બીજી તેમાં પંજાબ મ-ળ્યો. ૧૭૫૬ માં ત્રીજી, એમાં દિલ્હી લૂટી, ૧૭૫૯ માં ચોથી ને ૧૭૬૦ માં પાંચમી ને ૧૭૬૧ માં છેલ્લી. એ છેલ્લી લડાઇમાં પાણીપતમાં મરાઠાને હરાવ્યા.

પ્ર૦ ગાયકવાડી રાજ્યની હકીકત કહો?

ઉ૦ એમની સત્તા ગુજરાતમાં ને કાઠીઆવાડમાં હતી. ૧૮૧૭ માં છેલ્લા મરેઠી વિગ્રહ પછી વડોદરામાં રેસિડેંટ અને સહાયકારી અંગ્રેજી સૈન્ય રહેછે ૧૮૭૪ માં મલ્હારરાવ ગાયકવાડ પર રેસિંડેંટને ઝેર દેવાનું તહોમત આવ્યાથી તેને પદભ્રષ્ટ કરી મૂળ પુરૂપ પિલાજીના ભાઈના વંશજને ગાદી આપી.

પ્ર૦ ૧ લો મરેઠી વિગ્રહ શી રીતે ચાલ્યો ને સમ્યો?

ઉ૦ પાંચમો પેસ્વા નારણરાવ મરી ગયા પછી તેની સ્ત્રીને છઠો પેસ્વા માધવરાવ અવતર્યો. તે ખોટો છે એમ કહી નારણરાવનો કાકો રઘુનાથરાવ પેસ્વાઈનો દાવો કરવા લાગ્યો. તેથી પેસ્વાઈમાં બે પક્ષ પડયા. માધવરાવના પક્ષમાં નાનાફડનવીસ હતો તેણે ફ્રેંચોની મદદ માગી ને રાઘોબાને અંગ્રેજે મદદ કરી. તેથી ૧૭૭૯ થી ૧૭૮૧ સુધી પહેલો મરેઠી વિગ્રહ ચાલ્યો. સાલબાઈ મુકામે ૧૭૮૨ માં સંધી થયાથી રાઘોબાને પેનશન મળ્યું ને અંગ્રેજને સાષ્ટી ને ધારીપુરીના બેટ મળ્યા. માધવરાવ પેસ્વા ૧૭૯૫ માં આપઘાત કરીને મૂવો.

પ્ર૦ બીજા મરેઠી વિગ્રહની હકીકત કહો.

ઉ૦ માધવરાવ પછી રાઘોબાનો દીકરો બાજીરાવ ૭ મો પેસ્વા થયો. એ છેલ્લો પેસ્વા થયો. એને હોલ્કરે નસાડીને પુના જીતી લીધું, તેથી બાજીરાવે વસાઇ મુકામે ૧૮૦૨ માં અંગ્રેજ સાથે સંધી

કરીને પોતાની મદદ માટે અંગ્રેજી સૈન્ય પોતાને ખર્ચે પુનામાં રાખ્યું. તેથી હોલ્કર, સિંધિઆ ને ભોંસલાએ સંપ કરી લડાઈ કરી. એ બીજો વિગ્રહ. તેમાં જનરલ વેલસ્લીએ અસાઇ ને આરગામ આગળ ને લેક સાહેબે દિલ્લીને લાસવારી આગળ મરેઠાને છેક હરાવ્યા. ૧૮૦૩-૪ અને તે પછી ૧૮૦૪ માં દીગ આગળ હોલ્કરની પૂર્ણ હાર થઇ તેથી એ ત્રણે સાથે સંધી થઇ, તેમાં અંગ્રેજને પુષ્કળ મુલક મળ્યો. ફ્રેંચ સત્તા નાશ પામી ને દિલ્લીનો નામનો પાદશાહ શાહઆલમ અંગ્રેજને શરણે આવ્યો.

પ્ર૦ છેલ્લો મરેઠી વિગ્રહ ક્યારે થયો ને શું થયું?

ઉ૦ સન ૧૮૧૭-૧૮ માં પેશ્વા, હોલ્કર, ને ભોંસલા છુટક છુટક અંગ્રેજ સાથે લઢયા ને હાર્યા. પેશ્વા બાજીરાવને ૮ લાખ વર્ષાસન આપી બીથુરમાં રાખ્યો ને એનું રાજ્ય અંગ્રેજી રાજ્ય ભેળું જોડી દીધું. એ બાજીરાવનો દત્તપુત્ર નાનાસાહેબ ૧૮૫૭ના બળવામાં સામેલ થયો તે નાશ પામ્યો.

---

## પ્રકરણ ૧૨ મું.

પ્ર૦ હિંદમાં વેપાર કરવાને કયા યુરોપી લોક પહેલ વહેલા આવ્યા?

ઉ૦ પોર્ટુગાલ દેશના લોક.

પ્ર૦ તે પહેલાં હિંદનો વેપાર યુરોપ સાથે શી રીતે ચાલતો?

ઉ૦ સિરીઆના ને આરબસ્તાનના લોક હિંદમાંથી લેઇ તેમની પાસેથી ઇટાલીના બંદરના વેપારીઓ લેઈ જતા ને એ વેપારીઓ યુરોપના બીજા ભાગમાં વેચતા.

પ્ર૦ પોર્ટુગીજ ક્યારે ને શી રીતે આવ્યા?

ઉ૦ પંદરમા સૈકાની આખરે સ્પેન ને પોર્ટુગાલના રાજાએ હિંદમાં પા-

ધરે વેપાર કરવાનો જલમાર્ગ શોધવાને વહાણો મોકલ્યાં. તેમાં કોલંબસે સ્પેન તરફથી ૧૪૯૨ માં અમેરિકા શોધી કહાડ્યો. ને વાસકો ડી ગામા પોર્ટુગાલ તરફથી ૧૪૯૮ માં કેપ આવ ગુડ હોપને માર્ગે કાલિકોટ બંદરમાં આવ્યો.

પ્ર૦ તે વખતે કાલીકોટમાં કયા વેપારીઓ હતા?

ઉ૦ મોરાકકોના મૂર લોક. તેમને ગામા સાથે કજીઓ થયો. ગામા છ માસ રહી માલ ભરી પાછો ગયો.

પ્ર૦ બીજીવાર પોર્ટુગીજ ક્યારે આવ્યા?

ઉ૦ ૧૫૦૨ માં ગામા બીજી વાર આવ્યો ને કોચીન ને કાનાનોરથી માલ ભરી પાછો સ્વદેશ ગયો.

પ્ર૦ એ માલ લેવાને ગામા કોની વતી આવતો?

ઉ૦ પોર્ટુગાલના રાજાની વતી. રાજા એને મોકલતો.

પ્ર૦ તે પછી પોર્ટુગીજ કાફલા લેઈને કોણ કોણ આવ્યું?

ઉ૦ ૧૫૦૩ માં આલ્બુકર્ક, ૧૫૦૫ માં આલ્મૈડા અને ૧૫૦૯ માં ફરીને આલ્બુકર્ક આવ્યો.

પ્ર૦ હિંદમાં પોર્ટુગીજ રાજ્યનો પાયો કોણે નાંખ્યો?

ઉ૦ આલ્બુકર્કે સન ૧૫૧૦ માં ગોવા લીધું. તે પછી મલાક્કા જીત્યું ને શિયામ ને મશાલાના બેટો જોડે વેપાર શરૂ કર્યો. ત્યાંથી ઈરાની અખાતમાં ઓર્મજ જીત્યું ને લાલ સમુદ્રમાં થઈ ગોવે આવ્યો. ત્યાં ૧૫૧૫ માં મરણ પામ્યો.

પ્ર૦ ગામા છેલ્લીવાર ક્યારે આવ્યો?

ઉ૦ ઈ. સ. ૧૫૨૪ માં આવ્યો ને ૧૫૨૭ માં કોચીનમાં મરણ પામ્યો.

પ્ર૦ પોર્ટુગીજોએ હિંદમાં કેવી વર્તણુક ચલાવી?

ઉ૦ તેઓ ધર્માંધ હતા ને મૂર્તિ પુજકોને પીડતા. તેઓ લડવૈયા ઉ-

તા, પણ તેમનામાં રાજ્ય સ્થાપવાના ગુણ નહોતા. ઇ. સ. ૧૫૦૦ થી ૧૬૦૦ લગી એકલા એજ યુરોપી લોકો આ દેશમાં વેપાર કરનારા હતા, પણ તે વખતમાં તેમણે આ દેશના લોકોની ને રાજાની પ્રીતિ સંપાદન ન કરી. માત્ર આલ્બુકર્કે એ યત્ન કર્યો હતો તેથી લોકો એના મુવા પછી પણ એને પુજ્યભાવથી સંભારતા.

પ્ર૦ પોર્તુગીજોની પડતી શી રીતે થઈ?

ઉ૦ ૧૫૮૦ માં બીજા ફીલીપ રાજાના સમયમાં સ્પેન ને પોર્તુગાલનાં રાજ્ય જોડાયાં. તેથી સ્પેનના હીત ઉપર પોર્તુગાલના હીતનો આધાર થયો. વળી ૧૬૪૦ માં પોર્તુગાલ સ્પેનથી છુટું પડયું ત્યાં સુધીમાં વલંદા ને અંગ્રેજ આ તરફ વેપાર કરવા આવ્યા હતા તેમનાથી એમનું બળ નરમ પડયું.

પ્ર૦ હાલ પોર્તુગીજોનાં સંસ્થાનો કયાં છે?

ઉ૦ હિંદમાં દીવ, દમણ ને ગોવા એ ત્રણ છે. તેનું ક્ષેત્રફળ ૧૦૮૬ ચોરસ મૈલ ને વસ્તી ચાર લાખ માણસની છે. એ સિવાય અંગ્રેજ તાબામાં મિશ્ર પોર્તુગીજ ફીરંગો સુમારે ૫૦ હજાર છે.

પ્ર૦ પૂર્વ સમુદ્રોમાં વેપાર કરવાને વલંદા ક્યારે આવ્યા?

ઉ૦ પોર્તુગીજ લોકોનો વેપાર તોડનારા હાલાંડના વલંદા લોક હતા. સોળમાં સૈકામાં બ્રુઝ, આન્ટવર્પ અને આમસ્ટર્ડામ એ મોટાં બંદરો થયાં. પોર્તુગીજોનો માલ એ બંદરોમાં થઇ જર્મની ને ઇંગ્લાંડમાં જતો. તેમણે પ્રથમ યુરોપ ને એશિઆની ઉત્તરમાં થઈ હિંદમાં આવવાનો યત્ન કર્યો. તેમાં બેરેન્ટ્સે ત્રણ સફર કરી. પણ છેલ્લી વખત તે મૂવો. પછી હોટમાન નામે વલંદાએ કેપ આવ ગુડ હોપને ફરીને ૧૫૯૬ માં સુમાત્રા ને બંતામ સુધી મુસાફરી કરી. એ વખતે વલંદાની વેપાર કરનારી કંપનીઓ ઉભી થઈ

પણ તે સર્વે ૧૬૦૨ માં જોડી દીધી. ૧૬૧૯માં વલંદાએ જાપાનમાં બાટેવિયા શહેર વસાવી ત્યાં રાજ્યધાની કરી; તે પહેલાં આંબોયનામાં રાજ્યધાની હતી. એજ વખતે તેમણે ન્યુહોલાંડ (આસ્ત્રેલિયા) શોધી કહાડ્યો ને ઉત્તર અમેરિકામાં ન્યુઆમસ્તર્ડામ (હાલનું ન્યુયાર્ક) વસાવ્યું.

પ્ર૦ વલંદાની ચઢતી શીરીતે થઈ?

ઉ૦ પૂર્વ આર્કીપેલેગોમાં વલંદાને અંગ્રેજ વેપાર કરવા લાગ્યા. ત્યાં એ બે વચે દ્વેષ વધીને લઢાઈઓ થઈ. તેમાં ૧૬૨૩ માં વલંદાએ આંબોયનામાં અંગ્રેજની કતલ કર્યાથી તેઓ હિંદમાં વેપાર કરવા આવ્યા. એ બંને પ્રજાનો દ્વેષ ૧૬૮૯ માં હોલાંડ ને ઈંગ્લાંડ આરેંજના વિલિયમે જોડ્યાં ત્યાં સુધી બંધ પડ્યો નહી. વલંદાએ ધીમે ધીમે પૂર્વ આર્કીપેલેગોમાંથી પોર્ટુગીજોને પણ કહાડ્યા. તેમણે ૧૬૩૫ માં ફાર્મોસા ને ૧૬૪૦ માં મલાક્કા લીધાં. ૧૬૪૭ માં પાલાર નદીને કાંઠે સાદ્રાસમાં વેપાર કરવા લાગ્યા. ૧૬૫૧ માં કેપ આવ ગુડ હોપ આગળ સંસ્થાન સ્થાપ્યું, ૧૬૫૨ માં મદ્રાસને કાંઠે પાલકોલ્લુમાં કોઠી ઘાલીને ૧૬૫૮ માં લંકામાંનો પોર્ટુગીજકિલ્લો જાફનાપટમ લીધો. મલબાર કાંઠાપરનાં પોર્ટુગીજ થાણું ૧૬૬૪માં ને ૧૬૬૯માં સેંટથોમીને મક્કાસર પોર્ટુગીજ પાસેથી લીધાં.

પ્ર૦ વલંદાની પડતી શાથી થઈ?

ઉ૦ વલંદાએ પોતાના સામાવાળીઆ વેપારીઓપર જુલમ કર્યો તથા તેમના સંબંધમાં આવેલા દેશીઓમાં સુધારો દાખલ કર્યો નહી. સન ૧૭૫૮ માં ચિન્સુરા આગળ ક્લૈવે જળ ને થળ માર્ગે વલંદાને હરાવ્યા. ૧૭૯૩ થી ૧૮૧૧ સુધીમાં અંગ્રેજને ફ્રેન્ચ વચે વિગ્રહ ચાલ્યો તે વખતે હોલાંડ ફ્રેન્ચોને તાબે હતું તેથી વલંદા-

નાં બધાં થાણાં અંગ્રેજોએ લીધાં, પણ ૧૮૧૬ માં જાવા પાછો આપ્યો ને ૧૮૨૪ માં સુમાત્રા ને મલાકાનો બદલો કર્યો. હાલમાં હિંદમાં વલંદાને તાબે કોઇ સંસ્થાન નથી. માત્ર સુરત, ચિન્સુરા, નેગાપટમ વગેરે ઠેકાણે તેમનાં મકાનો ને ખંડેરો છે.

પ્ર૦ અંગ્રેજોએ હિંદમાં આવવાના યત્ન શીરીતે કર્યા?

ઉ૦ ઈંગ્લાંડની વાયવ્યમાં થઇને હિંદમાં આવવાને જાન કાબટને ૧૪૯૬માં ૭ મા હેન્રી રાજાએ મોકલ્યો. એણે લાબ્રાડોરથી વર્જી-નિયા સુધી વહાણ હંકારી ન્યુફૌંડલાંડ બેટ શોધી કહાડ્યો. ૧૫૫૩ માં યુરોપ ને એશિઆની ઉત્તરે થઇ હિંદનો માર્ગ ખોળવાને સરહ્યુ વિલબી ગયો પણ તે માર્ગમાં મરણ પામ્યો. તે પછી ચાન્સેલર આર્ખેંજલ સુધી પહોંચ્યો. ૧૫૭૬ થી ૧૬૧૬ લગી ફ્રોબિશર, ડેવિસ, હડસન ને બાફીને યત્ન કર્યા. ૧૫૭૭ માં ડ્રેકે પૃથ્વી પ્ર-દક્ષિણા કરી. ૧૫૭૯ માં ટામસ સ્ટીવન્સ નામે અંગ્રેજ પહેલવ-હેલો હિંદમાં આવ્યો. ૧૫૮૩ માં ફીચ, ન્યુબરી ને લીડસ એ ત્રણ અંગ્રેજ જમીન માર્ગે હિંદમાં આવ્યા. તેમાંથી ન્યુબરીએ ગોવામાં દુકાન કહાડી ને લીડસ મોગલ પાદશાહની નોકરીમાં ર-હ્યો; ને ફીચ બંગાલા, લંકા, પેગુ, શિયામ વગેરે ઠેકાણે ભટકી ઇંગ્લાંડ ગયો. સન ૧૫૯૬ માં કાર્નીલિયમ હૌટમાન નામે અંગ્રે-જ વહાણવટી કેપ આવ ગુડ હોપ વટાવીને હિંદમાં આવ્યો.

પ્ર૦ હિંદ સાથે વેપાર કરનારી કંપનીઓ ઇંગ્લાંડમાં શી રીતે થઈ?

ઉ૦ લંડન ને આમસ્તર્ડામ વચે વેપારમાં ચડસાચડસી ચાલ્યાથી લં-ડનમાં "ઈસ્ટઈંડીઆ કંપની" ઈ. સ. ૧૬૦૦ માં ઉભી થઇ. સન ૧૬૩૫ માં એક બીજી કોર્ટનની કંપની થઇ તે સન ૧૬૫૦ માં લંડનની કંપની સાથે જોડાઈ ગઈ. ત્રીજી ૧૬૫૫ માં થઈ તે પણ

બે વરસ પછી ભળી ગઇ. ચોથી એક ૧૬૯૮ માં થઇ ને પણ ૧૭૦૯ માં જોડાઈ ગઇ ને " સંયુક્ત ઇસ્ટઇંડિયા કંપની " થઈ.

પ્ર૦ એ કંપની પહેલ વહેલો ક્યાં વેપાર કરવા લાગી?

ઉ૦ તેમનાં વહાણ પ્રથમ સુમાત્રામાં અચીનના રાજા જોડે ૧૬૦૨ માં વેપાર કરવા આવ્યાં ને બંતામમાં વખાર કરી. તે પછી બાંડા, આંબોયના વગેરે મશાલાના બેટોમાં ગયા. ૧૬૧૧ માં તેમણે ખંભાતથી માલ ભર્યો ને ૧૬૧૫ માં પોર્તુગીજોને દરિઆઈ યુદ્ધમાં હરાવ્યા. એજ વરસમાં સરટામસરો જહાંગીરના દરબારમાં એલચી થઈને ગયો.

પ્ર૦ આંબોયનાની કતલ ક્યારે થઈ?

ઉ૦ ડચ લોકોને મશાલાના બેટોમાં બીજા વેપારીઓ આવે તે ગમતું નહોતું તેથી કાંઈ બહાનુ કહાડી તેમણે આંબોયનાના અંગ્રેજ વેપારીઓની ૧૬૨૩ માં કતલ કરી. આગળ જતાં વલંદાને એ મરનારના વારસને નુકશાની ભરી આપવી પડી પણ એ બેટોમા વેપાર કરનારા ૧૭૯૩ સુધી માત્ર વલદાજ રહ્યા.

પ્ર૦ મદ્રાસનું થાણું શી રીતે બંધાયું?

ઉ૦ આંબોયનાની કતલ પછી અંગ્રેજો હિંદમાં વેપાર કરવા આવ્યા. ૧૬૩૨ માં તેમણે મછલીપટણમાં વખાર કરી ને તે પહેલાં ૧૬૨૬ માં આર્માગામમાં વખાર કરી. તથા ૧૬૩૮ માં ચંદ્રગીરીના રાજા પાસેથી ચીનાપટણની જગા ખરીદ કરીને ફોર્ટ સેંટ જાર્જ બાંધી મદ્રાસ વસાવ્યું ૧૬૫૩ માં એનો સ્વતંત્ર ઇલાકો થયો.

પ્ર૦ પશ્ચિમ હિંદમાં અંગ્રેજનુ મથક મુંબાઈમાં શીરીતે થયું?

ઉ૦ મુંબાઇ બેટ પોર્તુગીજને તાબે હતો તેમણે એ બેટ ૧૬૬૧ માં ઇંગ્લાંડના રાજાને પેરામણીમાં આપ્યો. ઈંગ્લાંડના રાજાએ એ

બેટ કંપનીને વેચાથો આપ્યો. એ વખતે કંપનીની પશ્ચિમ કાંઠા ઉપર સુરતમાં વખાર હતી પણ શિવાજીએ ૧૬૬૩ માં સુરત લૂટયા પછી કંપનીએ પશ્ચિમ હિંદનું પોતાનું મૂખ્ય મથક મુંબાઈ આણ્યું ૧૬૮૭

પ્ર૦ સુરતની શાખાઓ બીજે કયે ઠેકાણે ઉઘાડી હતી?

ઉ૦ અજમેર, આગ્રા, ને પટણામાં ઇ. સ. ૧૬૨૦ માં.

પ્ર૦ બંગાળામાં વેપાર કરવાની કપનીને કયારે રજા મળી?

ઉ૦ ઈ. સ. ૧૬૩૪ માં

પ્ર૦ બંગાળામાં પહેલી કોઠીઓ કયાં કરી?

ઉ૦ ૧૬૪૦ માં હુગલીમાં ને ૧૬૪૨ માં બાલાસોરમાં. અને તે પછી કાસીમ બન્દર, ઢાકા ને માલદાહમાં કોઠીઓ થઇ.

પ્ર૦ બંગાળાની કોઠીઓ કયા મોગલ સુબાએ જપ્ત કરી?

ઉ૦ સાહિસ્તખાંએ ઈ. સ. ૧૬૮૬ માં.

પ્ર૦ અંગ્રેજોએ કલકત્તાની આસપાસની જગા કયારે વેચાતી લીધી?

ઊ૦ ૧૭૦૦ માં ઔરંગઝેબના શાહજાદા આજીમ કનેથી.

પ્ર૦ હિંદ જોડે વેપાર કરવાને કયી કયી યુરોપી કંપનીઓ થઈ?

ઉ૦ પોર્ટુગીજોએ રાજાને નામે વેપાર કર્યો હતો. અંગ્રેજ કંપની ૧૬૦૦ માં ને વલંદાની ૧૬૦૨ માં થઇ. વલંદા કંપનીએ રાજ્યને નામે મુલક મેળવ્યો હતો એટલે તે ખાનગી મિલ્કત ગણાય નહી. ફ્રેંચની પહેલી કંપની ૧૬૦૪ માં, બીજી ૧૬૧૧, ત્રીજી ૧૬૧૫, ચોથી ૧૬૪૨, પાંચમી ૧૬૪૪ ને છઠી ૧૭૧૯ માં થઇ તે વખતે બધી એકત્ર થઇ. એ કંપની ૧૭૯૬ માં બંધ પડી.

પ્ર૦ એ વગર બીજી યુરોપી કંપનીઓ થઇ હતી?

ઉ૦ ડેનની ૧૬૧૨ માં ને બીજી ૧૬૭૦ માં થઇ. ત્રાંકવીબાર ને સી-

રામપુરમાં તેમનાં સંસ્થાનો હતાં તે અંગ્રેજે ૧૮૪૫ માં વેચાતાં લીધાં. સ્પેનની કંપનીનો વેપાર હિંદ જોડે થોડોજ હતો. એ લોકો ફીલીપૈન બેટો સાથે વેપાર કરતા હતા. આસ્ટ્રિયાના શહેનશાહની સહાયથી આસ્ટેંડકંપની ૧૭૨૩માં થઈ પણ ૧૭૮૪માં એણેદેવાળું કહાડયું. છેલ્લી યુરોપી કંપની ૧૭૩૧માં સ્વીડનના લોકોની થઈ.

## પ્રકરણ ૧૩ મું.

પ્ર૦ મદ્રાસ કોણે બંધાવ્યું?

ઉ૦ ફ્રાંસીસ ડે નામે અંગ્રેજે ૧૬૩૯ માં

પ્ર૦ મદ્રાસથી દક્ષિણે ફ્રેંચોનું થાણું ક્યાં હતું?

ઉ૦ મદ્રાસની ૧૦૦ મૈલ દક્ષિણે ૧૬૭૪ માં પાંદીચેરીમાં.

પ્ર૦ દક્ષિણમાં ફ્રેંચ ને અંગ્રેજને વિગ્રહ થયો તે વખતે ક્યાં દેશી રાજ્યો હતાં?

ઉ૦ હેદ્રાબાદના નિજામનું મુખ્ય. અર્કાટનો નવાબ નિજામનો નામનો તાબેદાર કહેવાતો. ત્રીચીનાપલીમાં હિંદુરાજ હતું. તંજાવરમાં શિવાજીના ભાઈનો વંશજ રાજા હતો. મૈસુરમાં પણ હિંદુ રાજ્ય હતું. અને એ વગર ૧૫૬૫ માં વિજયનગરનું રાજ્ય તૂટયું તેના લશ્કરી જમીનદારોના વંશજો પાલેગાર (નાયક) જમીનદારો હતા.

પ્ર૦ દક્ષિણ હિંદમાં ફ્રેંચ ને અંગ્રેજ વચે વિગ્રહ ક્યારે થયો?

ઉ૦ સન ૧૭૪૪ માં એ બે પ્રજા વચે યુરોપમાં લઢાઈ ચાલ્યાથી હિંદનાં એ બે સંસ્થાનો લઢી મુવાં તેમાં ૧૭૪૬ માં ફ્રેંચ નૌકા સૈન્ય પતિએ મદ્રાસ લીધું. અંગ્રેજો પાંદીચેરીની દક્ષિણે ફોર્ટસેંટ દેવિડગઢ હતો ત્યાં ગયા. ૧૭૪૮ માં અંગ્રેજોએ પાંદીચેરીને ઘેરો ઘાલ્યો પણ કાંઇ વળ્યું નહિ. એજ વરસમાં યુરોપમાં એલાશા-

ૈલના કરાર થવાથી મદ્રાસ અંગ્રેજને પાછું મળ્યું.

પ્ર૦ તે વખતે પાંદીચેરીનો ફ્રેંચ ગવરનર કોણ હતો ને તે કેવો હતો?

ઉ૦ દુપ્લે. એ ઘણો પહોંચેલો ને યુક્તિબાજ હતો. એણે દક્ષિણ હિંદમાં દેશી રાજ્યોમાં માથાં મારી થોડો થોડો મુલક મેળવી ફ્રેંચ રાજ્ય સ્થાપવાની યુક્તિ કરી. દક્ષિણમાં આર્કાટ ને હેદ્રાબાદની ગાદીને માટે ટંટા ઉભા થયાથી એ બંને રાજ્યોમાં પોતાના પક્ષનાને મદદ કરી ગાદીએ બેસાડ્યા.

પ્ર૦ દુપ્લેનો સામાવાળીઓ કયો અંગ્રેજ હતો?

ઉ૦ કલાઇવ. એ પ્રથમ કારકુન હતો પણ તેના ગુણ લદાયક હતા. જ્યારે દક્ષિણનાં બે જોરાવર મુસલમાની રાજ્યો ઊપર દુપ્લેની સત્તા પૂર્ણ જામી ત્યારે અંગ્રેજોને ભય પેઠું.

પ્ર૦ દુપ્લેની સત્તા કલાઇવે શીરીતે તોડી?

ઉ૦ તેણે આર્કાટની ગાદીના દાવાદાર મહંમદઅલ્લીને મદદ કરવાનું મદ્રાસના ગવરનરને સૂચવ્યું. તે વખતે મહંમદઅલ્લી ત્રીચીનાપલ્લીમાં ઘેરાઈ ગયો હતો. કલાઇવે અર્કાટને ઘેરો ઘાલી ૧૭૫૧ માં જીત્યાથી ત્રીચીનાપલી ઘેરીને પડેલા લશ્કરનો ઘણો ભાગ અર્કાટ લેવાને આવ્યો. કલાઈવે તે લશ્કરનો નાશ કર્યાથી મહંમદઅલ્લી છુટો થયો ને તેને અંગ્રેજોએ અર્કાટની ગાદીએ બેસાડ્યો.

પ્ર૦ દક્ષિણમાં ફ્રેંચ સત્તાનો નાશ શીરીતે થયો?

ઉ૦ નિજામના દરબારમાં ફ્રેંચ સત્તા પ્રબળ હતી. તેમની પાસે બુસી નામે ફ્રેંચ યોદ્ધો હતો, તેને નિજામ સરકારે ઊત્તર સરકાર પ્રાંત આપ્યો હતો. તે વખતે પાંદીચેરીમાં ફ્રેંચ ગવરનર લાલી આવ્યો. તે ઊતાવળીઓ ને અવિચારી હતો. તેણે બુસીને હેદ્રાબાદથી બોલાવી લીધો ત્યારથી નિજામ સરકારમાંથી ફ્રેંચ સત્તા નરમ પડી.

અંગ્રેજ ને ફ્રેંચ વચ્ચે લાલીએ યુદ્ધ ચલાવ્યું. કર્નલ ફોર્ડે ઉત્તર સરકાર જીતી લીધો ૧૭૫૮. દક્ષિણમાં ૧૭૬૦ માં કર્નલ કુટે વાંદેવાસ આગળ ફ્રેંચોને જબરી હાર ખવડાવી પાંદીચેરીને ઘેરો ઘાલ્યો ને ૧૭૬૧ માં તે પણ લીધું. છેવટે જીંજીગઢ પણ તેમની પાસેથી લીધાથી ફ્રેંચ સત્તાનું મુળ ઉખડી ગયું.

પ્ર૦ એ વખતે બંગાળાના નવાબો કયા થયા?

ઉ૦ ઔરંગઝેબ મુવા પછી બંગાળાનો સૂબો મુર્શીદકુલીખાન સ્વતંત્રપણે રાજ્ય કરવા લાગ્યો. એની રાજ્યધાની ઢાકામાં હતી ત્યાંથી મુર્શીદાબાદમાં આણી. એની પાસેના કાસીમ બજારમાં અંગ્રેજ, ફ્રેંચ ને વલંદાની કોઠીઓ હતી. વળી ઢાકા, પટણા ને માલ્દામાં પણ હતી. પણ અંગ્રેજનું મુખ્ય મથક કલકત્તામાં, ફ્રેંચનું ચંદ્રનગરમાં ને વલંદાનું ચિન્સુરામાં હતું. મુર્શીદકુલીખાનના વંશમાંથી બંગાળાનું રાજ્ય અલિવર્દીખાને લીધું. એના વખતમાં મરેઠા બંગાળામાં લૂટવા આવવા લાગ્યા ત્યારે કલકત્તાની આસપાસ ખાઈ ખોદાવાની નવાબે અંગ્રેજોને રજા આપી. એ મરેઠી ખાઈ હજુ કહેવાય છે.

પ્ર૦ અલિવર્દીખાન પછી બંગાળામાં કયો નવાબ થયો?

ઉ૦ ૧૭૫૬ માં તે મુવાથી તેનો પૌત્ર સિરાજ ઉદ્દૌલા થયો.

પ્ર૦ અંગ્રેજને અને નવાબને અણબનાવ શાથી થયો?

ઉ૦ નવાબનો કોઇ સગો નાસીને કલકત્તે ગયો તેને નવાબે માગ્યો તે ન આપ્યાથી.

પ્ર૦ નવાબે એ સગાને પકડવાને શું કર્યું?

ઉ૦ મોટું લશ્કર લેઈ તે કલકત્તા ઉપર ચઢયો. અંગ્રેજો ભયભીત થઈ નાઠા તે કેટલાક પકડાયા.

પ્ર૦ પકડાયા તેમનું નવાબે શું કર્યું?

ઉ૦ ત્યાંના કેદખાનામાં ૧૪૬ પકડાયા તેમને પુર્યા, પણ એ નાની જ-ગામાં હવા પુરતી ન મળ્યાથી તથા જુનના સખત તાપમાં રાત્રે પાણી ન મળ્યાથી સવાર સુધીમાં તેમાંના ૧૨૩ મરી ગયા. ૧૭૫૬.

પ્ર૦ આ માઠા બનાવનું વેર અગ્રેજોએ શી રીતે લીધું?

ઉ૦ આ સમાચાર મદ્રાસ પહોંચ્યા ત્યારે ત્યાં ક્લાઇવ ને લશ્કરી વ-હાણોનો ઉપરી વાટસન હાજર હતા. તેમણે બની શક્યું તેટલું લ-શ્કર એકઠું કરી કલકત્તે ગયા ને તે લીધું ને નુકશાની ભરી આપ-વાની તથા કંપનીના હક પાછા આપવાની સરતે સલાહ કરી.

પ્ર૦ ફરીને નવાબ ને અગ્રેજ વચ્ચે વિગ્રહ શાથી થયો?

ઉ૦ એવામાં અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે યુદ્ધ ચાલ્યાથી અંગ્રેજોએ ફ્રેં-ચોનું ચંદ્રનગર લીધું. નવાબે કહ્યું કે મારા રાજ્યમાં મારા રક્ષણ-માં રહેલા સાથે અલગ રહેવાને બદલે લડાઈ શા માટે કરી? એમ કહી તે ફ્રેંચને પક્ષે ગયો તેથી નવાબ ને અંગ્રેજ વચ્ચે વિગ્રહ થયો.

પ્ર૦ એ સમયે ક્લાઇવે શું કર્યું?

ઉ૦ ક્લાઈવે નવાબની ગાદી ઉપર સામાવાળીઓ દાવાદાર મીરજાફ-ર ઊભો કર્યો ને તેને ગાદી અપાવવાને તે કલકત્તેથી ૧૦૦૦ યુ-રોપી, ૨૦૦૦ દેશી ને ૮ તોપોનું લશ્કર લેઇ મુર્શીદાબાદ જવાને નીકળ્યો.

પ્ર૦ નવાબ પાસે કેટલું લશ્કર હતું?

ઉ૦ ૩૫૦૦૦ પાયદળ, ૧૫૦૦૦ સ્વાર ને ૫૦ તોપો.

પ્ર૦ એ લડાઈ ક્યાં આગળ થઇ ને તેમાં શું થયું?

ઉ૦ પ્લાસી આગળ ૧૭૫૭ માં. નવાબનું લશ્કર જ્યારે પોતાની છા-વણીમાં રાંધવામાં પડેલું હતું તે વખતે ક્લાઇવે છાપો માર્યો. તે-

માં નવાબના કેટલાક અમલદારો પડયા, લશ્કરમાં ગભરાટ પેઠો ને નવાબ નકામો ભયભીત થઇ નાશી ગયો.

પ્ર૦ તે વખતે મીરજાફર કયાં હતો?

ઉ૦ એ નવાબ સાથે હતો પણ લડયા વિના તટસ્થ ઉભો હતો. નવાબ નાઠા પછી કલાઈવને આવી મળ્યો. તેને મુર્શીદાબાદ જઇ કલાવે ગાદીએ બેસાડયો.

પ્ર૦ એનો બદલો અંગ્રેજોએ મિરજાફર પાસેથી શીરીતે લીધો?

ઉ૦ કંપનીએ નુકશાન બદલ ૧ કરોડ, કલકત્તામાં વસનારા અંગ્રેજોના નુકશાન બદલ ૫૦ લાખ, હિંદુઓના ૨૦ લાખ, અને આર્મીનિયનોના દશ લાખ તથા જળસેના ને જમીન સેના દરેકના ૨૫ લાખ માગ્યા ગવર્નર ડ્રેક ને કલાઈવ દરેકને બેલાખ ૮૭ હજાર બીજા ત્રણ જણામાંના દરેકને ૨ લાખ ૪૦ હજાર.

પ્ર૦ નવાબ તે બધું આપી શકયો કે કેમ?

ઉ૦ ખજાનામાં એટલું (૨૬૯૬૭૫૨૦) નાણું ન મળ્યું તેથી તેમણે અરધું નાણું લેઇ પતાવ્યું.

પ્ર૦ રોકડ વગર કંપનીને નવાબે કયી જમીન આપી?

ઉ૦ કલકત્તાની આસપાસની ૮૮૨ ચોરસ મૈલ જમીનની જમીનદારી આપી. એ જમીનને હાલ ૨૪ પ્રગણાં કહેછે.

પ્ર૦ એ જમીનદારી કલાઈવને શીરીતે મળી?

ઉ૦ સન ૧૭૫૯ માં દિલ્લીના પાદશાહ શાહઆલમે આપી.

પ્ર૦ એ જમીનદારી કંપનીને હાથ શી રીતે આવી?

ઉ૦ સન ૧૭૬૫ માં પાદશાહે બંગાળા, બહાર ને ઓરિસ્સાની દીવાની એટલે વસુલાતખાતાનો અધિકાર કંપનીને આપ્યો. ત્યારે એ ૨૪ પ્રગણાં કલાઈવને દશ વરસને પટે આપ્યાં તે કલાઈવ ૧૭૭૪

માં મરણ પામ્યો ત્યાં લગી રહ્યાં. પછી કંપનીને હસ્તક ગયાં.

પ્ર૦ બંગાળાનાં બધાં થાણુંનો ૧ લો ગવર્નર કોણ થયો?

ઉ૦ ૧૭૫૮ માં કલાઇવ.

પ્ર૦ તે વખતે બંગાળા ઉપર કોણે સ્વારી કરી?

ઉ૦ શાહજાદો (આગળ જતાં પાદશાહ થયો તે) શાહઆલમ મરાઠા ને અયોધ્યાના નવાબની મદદ લેઈ બંગાળાપર આવ્યો ને પટણાને ઘેરો ઘાલ્યો.

પ્ર૦ એ સમાચાર સાંભળી કલાઈવે શું કર્યું?

ઉ૦ ૪૫૦ યુરોપી ને ૨૫૦૦ દેશી સીપાઇ લેઇ પટણે ગયો એટલે શાહજાદો લઢયા વગર પાછો ગયો.

પ્ર૦ તે પછી કલાઇવે બીજું શું પરાક્રમ કર્યું?

ઉ૦ કર્નલ ફોર્ડને મોકલી ઉત્તર સરકાર પ્રાંત ફ્રેંચો પાસેથી લીધો ૧૭૫૮, ને નિજામ સરકારમાંથી ફ્રેંચોની સત્તા નાબુદ કરી. તથા પંડે ચિન્સુરાના વલંદાને હરાવી તેમની સત્તા તોડી.

પ્ર૦ કલાઈવ કેટલો વખત ઈંગ્લાંડમાં રહ્યો?

ઉ૦ તબીયત બગડયાથી તે ઇંગ્લાંડ ગયો ને ૧૭૬૦ થી ૧૭૬૫ સુધી રહ્યો.

પ્ર૦ એ વખતમાં બંગાળામાં શા બનાવ બન્યા?

ઉ૦ નવા ગવરનરે મીરજાફરને ઉઠાડી મીરકાસમને બેસાડયો. ૧૭૬૧. તેથી અંગ્રેજ અમલદારોને રોકડ નાણું મળ્યું તે ઉપરાંત કંપનીને ચોખી પચાસ લાખની ઉપજના બર્દવાન, મિદનાપુર ને ચિતાગાંગ એ ત્રણ મહાલ મળ્યા.

પ્ર૦ મીરકાસમને અંગ્રેજ સાથે અણબનાવ શાથી થયો?

ઉ૦ કંપનીના માલ ઉપર દાણની માફી હતી. તેનો લાભ કંપનીના નોકરો ખાનગી વેપાર કરતા તેમાં પણ લેતા, તેથી દેશીવેપારીઓએ

નવાબને ફરીયાદ કરી. નવાબે તે દાણ બધા ઉપરથી બંધ કર્યું. ને મોંગીરમાં રાજ્યધાની લેઈ જઈ ત્યાં લઢાઈનાં હથીઆર ને કવાયતી લશ્કર તૈયાર કરવા માંડ્યું તથા અયોધ્યાના નવાબ સાથે મેળ કર્યો તેથી લઢાઇ સળગી.

પ્ર૦ એ લઢાઈમાં શું થયું?

ઉ૦ પ્રથમ તો પટણામાં અંગ્રેજના બે હજાર દેશી સીપાઈ હતા તે માર્યા ગયા ને બંગાળાના બીજા ભાગોમાં ૨૦૦ અંગ્રેજો હતા તેમને પણ મુસલમાનોએ કાપી નાંખ્યા. ૧૭૬૩.

પ્ર૦ તે પછી અંગ્રેજોએ તેનું વેર શીરીતે લીધું?

ઉ૦ અંગ્રેજી લશ્કરે નવાબ સાથે લઢાઈ જોડી. ઘેરીઆ આગળ ૧૭૬૪ માં મેજર આદમ્સે નવાબને હરાવ્યો. મીર કાસમ અયોધ્યે નાસી ગયો ને અંગ્રેજે પટણા લીધું.

પ્ર૦ મીરકાસમે અયોધ્યે જઈને શું કર્યું?

ઉ૦ ત્યાં અયોધ્યાનો નવાબ, મીરકાસમ ને પાદશાહ શાહઆલમ ત્રણ જણ એકઠું લશ્કર લેઈને પટણા ઊપર આવ્યા, પણ ત્યાંથી પાછા હઠયા. એવામાં અંગ્રેજી લશ્કરમાં બંડ થયું તે મેજર મનરોએ બેસાડી દીધું ને બકસર આગળ ત્રણેના એકત્ર મુસલમાની સૈન્યને હરાવ્યું. તેથી અયોધ્યાનો નવાબ નાસી ગયો ને પાદશાહ અંગ્રેજને શરણે આવ્યો.

પ્ર૦ કલાઈવ વિલાયતથી પાછો ક્યારે આવ્યો?

ઉ૦ સન ૧૭૬૫ માં તે તરતજ અલહાબાદ ગયો ને ત્યાં અયોધ્યાના નવાબ ને મોગલબાદશાહ સાથે સંધી કરી.

પ્ર૦ એ સંધી શીરીતે કરી?

ઉ૦ લઢાઇના ખર્ચ બદલ ૫૦ લાખ રૂપીઆ લેઇ નવાબને અયોધ્યા

નું રાજ્ય પાછું આપ્યું. અલહાબાદ ને કોરા એ બે પ્રાંતો પાદશાહને આપ્યા. પાદશાહે કંપનીને બંગાળા, બહાર ને ઓરિસા પ્રાંતની દીવાની આપી અને ઉત્તર સરકારનો જમાબંદીનો અધિકાર આપ્યો. ફોજદારી બંગાળાના નવાબ પાસે રહી. નવાબને ઉપજમાંથી ૬૦ લાખ આપવા ને ૩૦ લાખ ખંડણીના પાદશાહને આપવા એવા ઠરાવ થયા. ઈ. સ. ૧૭૬૫.

પ્ર૦ નોકરો સબંધી કલાઈવે કેવી વ્યવસ્થા કરી?

ઉ૦ તે વખતે કંપનીના નોકરોનો પગાર ઘણો ઓછો હતો તેથી તેઓ ખાનગી વેપાર કરતા ને દેશી અધીકારીઓ કનેથી લાંચલેતા. કલાઈવે લાંચ લેવાની ને ખાનગી વેપાર કરવાની મના કરી તેથી ૨૦૦ લશ્કરી અમલદારો સામા થયા. પણ તેમનું કાંઇ ચાલ્યું નહિ.

પ્ર૦ કલાઈવ છેલ્લીવારકો વિલાયત ક્યારે ગયો?

ઉ૦ ઇ. સ. ૧૭૬૭ માં તે ફરીને પાછો આવ્યોજ નહિ.

પ્ર૦ કલાઇવના ગયા પછી શા બનાવ બન્યા?

ઉ૦ પાંચ વરસ (૧૭૭૨ સુધી) બંગાળામાં ફોજદારી નવાબ કરે ને દીવાની અંગ્રેજો કરવા લાગ્યા. પણ તેમાં અંધેર ઘણુ ચાલ્યુ. ૧૭૭૦ માં મોટો દુકાળ પડયો ને ⅓ વસ્તી મરણ પામી.

પ્ર૦ સન ૧૭૭૨ માં કયો ગવરનર નીમાયો?

ઉ૦ વારન હેસ્તિંગ્સ. એને ઇંગ્લાંડથી હુકમ હતો કે કંપનીના નોકરોથી વસુલાત ખાતાનો કુલ અધિકાર ચલાવવો.

પ્ર૦ હેસ્તિંગ્સ આવતા પહેલાં દક્ષિણ હિંદમાં કોની સાથે લઢાઈ થઈ?

ઉ૦ મૈસુરમાં હૈદરઅલી રાજા હતો. તે બહુ જબરાઇથી ચાલવા લાગ્યાથી તેની સાથે લઢાઇ કરી. ૧૭૬૭. બે વરસ લઢાઇ ચાલી તે-

માં કેટલીકવાર હાર જીત થયા પછી ૧૭૬૯ માં એક બીજાનો લીધેલો મુલક પાછો આપવો તથા સંકટ સમયે એક બીજાને સહાય કરવી, એ સરતે મદ્રાસ મુકામે સંધી થઈ.

પ્ર૦ હેસ્તિંગ્સે ત્રીજોરી કયાં રાખી હતી?

ઉ૦ મુર્શીદાબાદથી કલકત્તે લાવ્યો ને વસુલાત ઊપર દેખરેખ રાખવાને કલેકટર નીમ્યા.

પ્ર૦ હેસ્તિંગ્સે કેવી રીતે રાજ ચલાવ્યું?

ઉ૦ હિંદના અંગ્રેજી રાજ્યનો પાયો કલાઈવે નાંખ્યો ને રાજ્ય કારભારની રચના હેસ્તિંગ્સે ગોઠવી. તેણે નોકરોની ગોઠવણ ફરીને કરી, વસુલાત ખાતામાં સુધારો કર્યો, ઇન્સાફ કરનારી કોર્ટો સ્થાપી ને પોલીસની રચના કરી; તથા દેશી રાજ્યો જોડે હીમતથી વર્ત્યો.

પ્ર૦ રેગ્યુલેટીંગ આકટ એટલે શું?

ઉ૦ પાર્લામેંટમાં રેગ્યુલેટીંગ નામે કાયદો મંજુર થયો ૧૭૭૩. એ કાયદાની રૂએ આખા હિંદના ગવરનરોનો ઊપરી હેસ્તિંગ્સ થયો. એ ગવરનર જનરલ કહેવાયો. ૧૭૭૪

પ્ર૦ ઊપજ વધારવાને હેસ્તિંગ્સે શાં કામ કર્યાં?

ઉ૦ બંગાળાના નવાબને જે સાલીઆણું મળતું હતું તે ઘટાડીને અરધું કર્યું ને તેથી દર વરસે સોળ લાખનો ઊગારો પાડયો. દિલ્લીનો પાદશાહ મરાઠાને તાબે ગયાથી તેને આપવાની કલાઈવે ઠરાવેલી ત્રીશ લાખ રૂપીઆની ખંડણી બંધ કરી. તથા તેને આપેલા અલાહાબાદ ને કોરા પ્રાંતો પચાસ લાખ લેઇ અયોધ્યાના નવાબને વેચાતા આપ્યા ને રોહીલાઓનો નાશ કરવામાં નવાબને મદદ કરવાનું કબુલ્યું.

પ્ર૦ રોહીલા કોણ હતા ને તેમનો નાશ શી રીતે કર્યો?

ઉ૦ રોહીલા લોક પઠાણ હતા ને અલાહાબાદ ને કોરા પ્રાંતોમાંનો કેટલોક ભાગ તેમને તાબે હતો. અયોધ્યાના નવાબે અંગ્રેજની મદદ વડે તેમનો નાશ કર્યો.

પ્ર૦ હેસ્તિંગ્સે કાશીના રાજા ચૈયતસિંગ સાથે શામાટે લડાઈ કરી?

ઉ૦ દક્ષિણમાં અંગ્રેજને મરાઠા સાથે લડાઈ જાગી, તેમની સામા થવાને ધન જોઇએ તે ચૈયતસિંગ પાસે માગ્યું તે ન આપ્યાથી તેના ઊપર અંગ્રેજના દુશ્મનો સાથે સંબંધ રાખ્યાનું આળ મુકી કેદ કર્યો ને વધારે ખંડણી લેવાની સરતે એના ભત્રીજાને કાશીમાં તેની ગાદીએ બેસાડ્યો.

પ્ર૦ અયોધ્યાની બેગમોને શામાટે લૂટી?

ઉ૦ ચૈયતસિંગને મદદ કર્યાનું તોહોમત મુકી અયોધ્યાના નવાબની માપાસે ભારે દંડ માગ્યો તે ન આપ્યાથી તેમનાપર જુલમ કરી તેમની પાસેથી એક કરોડ કરતાં વધારે રૂપીઆ લીધા.

પ્ર૦ ૧ લો મરાઠી વિગ્રહ શામાટે થયો?

ઉ૦ પેસ્વા નારણરાવ મુવા પછી તેની ગાદીનો દાવો તેનો કાકો રઘુનાથરાવ કરવા લાગ્યો. તેણે અંગ્રેજને સુરત મુકામે લખીઆપ્યું કે મને ગાદી અપાવો તો મારે સાષ્ટી ને વસાઈ તમને આપવાં. તેથી મુંબાઈ સરકારે તેને મદદ કરી. ૧૭૭૫.

પ્ર૦ મુંબાઇ સરકારનો કરાર હેસ્તિંગ્સે બહાલ રાખ્યો કે નહિ?

ઉ૦ ના પસંદ કર્યો. પણ જ્યારે મરેઠા ને મુંબાઈ સરકાર વચ્ચે યુદ્ધ ચાલ્યું ત્યારે તો ઉલટી મદદ મોકલી.

પ્ર૦ એ મદદ લેઈ કોણ કોણ ગયું?

ઉ૦ જનરલ ગાડર્ડ એક સૈન્ય લેઈ પગરસ્તે પૂર્વથી પશ્ચિમમાં આ-

વી ગુજરાત પ્રાંત લીધો. ને કપ્તાન પોફામે ગ્વાલિયર લીધું. પણ તે પહેલાં વાર્ગામ આગળ મુંબાઈનું લશ્કર હાર્યાથી ૧૭૭૯ માં નામોશી ભરેલી સંધી કરી હતી. પણ એ નામોશીનો બદલો ગુજરાત ને ગ્વાલિયરની જીતથી વળ્યો.

પ્ર૦ પહેલો મરાઠી વિગ્રહ ક્યારે બંધ પડયો?

ઉ૦ સન ૧૭૮૨ માં સાલબાઇની સંધી થઇ ત્યારે.

પ્ર૦ એ સંધીમાં શા ઠરાવ થયા?

ઉ૦ રઘુનાથરાવને પેન્શન મળ્યું. ગુજરાત ને ગ્વાલિયર મરેઠાને પાછાં મળ્યાં ને સાષ્ટી ને ધારાપુરી અંગ્રેજને મળ્યાં.

પ્ર૦ એજ સમયમાં મૈસુર જોડે વિગ્રહ શાથી થયો?

ઉ૦ દક્ષિણ હિંદમાં મૈસુરનો હૈદર અને હેદરાબાદનો નિજામ અંગ્રેજના શત્રુ થયા. તેમણે સંપ કરીને મરેઠાને પોતાની સાથે સામેલ કર્યા અને ત્રણે રાજ્યોએ અંગ્રેજ સાથે એકી વખતે યુદ્ધ આરંભ્યું.

પ્ર૦ હેસ્તિંગ્સે એ સમયે શી યુક્તિ કરી?

ઉ૦ તેણે એ એકકામાંથી નિજામને તથા વરાડના રાજાને ફોડયા તથા હૈદર સામે બંગાળેથી લશ્કર મોકલ્યું. જળ માર્ગે સરઅયરકુટને અને પગરસ્તે કર્નલ પિઅર્સને મોકલ્યો.

પ્ર૦ એ મદદ જતા પહેલાં હૈદર સામે ક્યાં આગળ લઢાઇ થઈ?

ઉ૦ પોલીલોર આગળ કર્નલ બેલી સાથે. તેમાં બેલીની આખી ટુકડી કપાઈ ગઈ.

પ્ર૦ હૈદર સાથેની લઢાઈમાં શું છેવટ આવ્યું?

ઉ૦ સન ૧૭૮૨ માં હૈદર મરણ પામ્યો, તે પહેલાં ને તે પછી જોસ્સાબંધ લઢાઇ ચાલી. છેવટે ૧૭૮૪ એક બીજાનો જીતેલો મુલક પાછો આપવાની સરતે સંધી થઈ.

પ્ર૦ હેસ્તિંગ્સે ક્યાં સુધી હિંદી રાજ્ય ચલાવ્યું?

ઉ૦ સન ૧૭૮૫ સુધી. એ સાલમાં તે ઈંગ્લાંડ ગયો.

પ્ર૦ હેસ્તિંગ્સ કેવા ગુણનો હતો?

ઉ૦ એ મંત્રી સભામાં શાંત, સાહસ કરવામાં સાવધ, ને કામ હાથમાં લીધા પછી જલદીથી પાર પાડનાર અને હીમતવાન હતો.

પ્ર૦ એના પર ઇંગ્લાંડમાં શા માટે કામ ચાલ્યું ને તેમાં શું થયું?

ઉ૦ એના ઇંગ્લાંડ ગયા પછી એણે હિંદમાં કરેલાં જુલમી કામો માટે પાર્લામેંટમાં તપાસ ચાલી. એ તપાસ સાત વરસ (૧૭૮૮ થી ૯૫ સુધી) ચાલી તેમાં છેવટે તે છુટો થયો. પણ પોતાનો બચાવ કરતાં થએલા ખરચમાં તે ખુવાર થઇ ગયો.

પ્ર૦ હેસ્તિંગ્સ પછી કયો ગવરનર નીમાયો?

ઉ૦ લાર્ડ કાર્નવાલીસ ૧૭૮૬ માં આવ્યો.

પ્ર૦ કાર્નવાલીસ આવતા સુધી કોણે કામ ચલાવ્યું?

ઉ૦ વચમાંના ૨૦ મહીના સર જાન માકફરસને ચલાવ્યું.

પ્ર૦ કાર્નવાલીસના સમયમાં કયા બે બનાવ બન્યા?

ઉ૦ બંગાળાની સ્થાયી જમાબંધી ને મૈસુરનો વિગ્રહ.

પ્ર૦ કાર્નવાલીસે મુલકી વહીવટમાં શીરીતે કામ ચલાવ્યું?

ઉ૦ ફોજદારી ઈનસાફનું કામ યુરોપીયનોને સોંપ્યું, કલકત્તામાં સદર અદાલત કે સુપ્રીમ કોર્ટ સ્થાપી ને કલેકટરને જડજનાં કામ જુદાં પાડયાં.

પ્ર૦ બંગાળામાં સ્થાયી જમાબંદી કરી એટલે શું?

ઉ૦ બંગાળાનું વસુલાત ખાતું અંગ્રેજને હાથ આવ્યું ત્યારથી વંશપરંપરાથી ખેડુતો પાસેથી વસુલ ઊઘરાવનાર ઊઘરાવી સરકારમાં ભરતા. પણ ખેડૂત પાસેથી કેટલું લેઈ કેટલું સરકારમાં

ભરવું એ નક્કી આંકડો નહોતો. પાછલી સાલોની સરાસરી ઊપજ કહાડી કાર્નવાલીસે હમેશાં કેટલી ઉપજ ઊઘરાતદારોએ સરકારમાં ભરવી તે નક્કી કર્યું ને એ ઊઘરાતદાર હમેશના જમીનદાર ઠરાવ્યા. ૧૭૯૩. એ ઉપજ ૨૬૮૦૦૯૮૯ શકાઈ રૂપીઆ હતી.

પ્ર૦ મૈસુર જોડેના વિગ્રહનું છેવટ શીરીતે આવ્યું?

ઉ૦ સન ૧૭૯૨ માં કાર્નવાલીસ પંડે મદ્રાસ ગયો ને નિજામ તથા મરેઠાની મદદ મેળવી જબરૂં લશ્કર મૈસુર ઊપર લઈ ચઢયો, ને ટીપુને હરાવી શ્રીરંગપટણમાં ઘેર્યો, ત્યારે ટીપુએ લઢાઈના ખર્ચ બદલ ત્રણકરોડ રૂપીઆ ને પોતાનું અર્ધું રાજ્ય આપી સંધી કરી. એ મળેલો મુલક ત્રણ સંપીલાં રાજ્યોએ વહેંચી લીધો.

પ્ર૦ લાર્ડ કાર્નવાલીસ ક્યારે પાછો ગયો?

ઉ૦ ઇ. સ. ૧૭૯૩ માં. ને તેની જગાએ સર જાન શોર થયો.

પ્ર૦ સર જાન શોર પછી કયો ગવરનર જનરલ થયો?

ઉ૦ એના વખતમાં કાંઈ બનાવ બન્યો નથી. એના પછી લાર્ડ વેલસ્લી થયો. ૧૭૯૮.

પ્ર૦ વેલસ્લીએ કેવી રાજ્ય નીતિ ચલાવી?

ઉ૦ હિંદમાં સર્વોપરી સત્તા અંગ્રેજ સરકારે લેવી ને દેશી રાજાઓએ પોતાની રાજ્યક્રિય સ્વતંત્રતા આપી દેવી. એ રાજ્યનીતિ, ૧૮૭૭ ના જાનેવારીની તા૦ ૧ લી એ મહારાણી કૈસરે હિંદ થયાં ત્યારે પુરી થઇ.

પ્ર૦ તે વખતે હિંદમાં ફ્રેંચ સત્તા કેટલી હતી?

ઉ૦ હિંદમાં પાંદીચેરી ને બીજાં નાનાં થાણાં વગર બીજો મુલક નહોતો. પણ નિજામ સરકારને ત્યાં ફ્રેંચ પલટણો હતી ને તે તેમના તાબામાં હતો. મરેઠામાં મૂખ્ય સિંધિઆ હતો ને તેના સેનાપતિઓ ફ્રેંચ

હતા. ટીપુ સુલતાન ફ્રેંચના પાદશાહ નેપોલિયન સાથે પત્ર વ્યવહાર ચલવતો હતો. ને નેપોલિયન પંડે મુલકો જીતતો ઈજીપ્તમાં આવ્યો હતો.

પ્ર૦ વેલસ્લી આવ્યો ત્યારે હિંદમાં અંગ્રેજી મુલક કેટલો હતો?

ઉ૦ બંગાળા, બહાર ને ઓઢીઆ સિવાય દક્ષિણમાં મુંબાઇ ને મદ્રાસના કાંઠા પરનો થોડો થોડો મુલક.

પ્ર૦ લાર્ડ વેલસ્લીની ધારણા કેવી હતી?

ઉ૦ તે વખતે મોગલ પાદશાહત તુટી હતી. હિંદમાં પાદશાહના સુબા, મરાઠા અને અંગ્રેજ એ ત્રણ સત્તાધારી હતા. એ ત્રણમાંથી એકને હાથ મોગલની મૂખ્ય સત્તા જવાનું હતું. વેલસ્લીએ એ સત્તા અંગ્રેજને મેળવી આપવાનું ઈચ્છયું.

પ્ર૦ એ ઇચ્છા એણે શી રીતે પાર પાડી?

ઉ૦ મુસલમાન રાજ્યોમાં અયોધ્યા, નિઝામ ને મૈસુર એ ત્રણ હતાં. તેમાંના દરેકને વારા ફરતી કબજે કર્યાં.

પ્ર૦ નિઝામને શીરીતે કબજે કર્યો?

ઉ૦ એ રાજ્ય નબળું હોવાથી પ્રથમ તેને તાબે લેવા ઇચ્છયું. યુક્તિથી તેને સમજાવ્યો ને ૧૭૯૮ માં તેણે ફ્રેંચ પલટણો વિખેરીનાંખી અંગ્રેજને લખી આપ્યું કે અંગ્રેજની મંજુરી વિના કોઈ યુરોપી નોકર રાખવા નહી એ કરાર તે પછી દરેક દેશી રાજા સાથે કર્યોછે.

પ્ર૦ અયોધ્યાના નવાબને શીરીતે વશ કર્યો?

ઉ૦ નવાબને સહાય કરવાને અંગ્રેજી લશ્કર રહેતું હતું, તેના ખર્ચ બદલ ૭૬ લાખ રૂપીઆ દર સાલ આપવાના ૧૭૯૭ માં ઠર્યા હતા. નવાબે તે ન અપાયાથી ૧૮૦૧ માં એ નાણાને બદલે જમનાં ને ગંગાની વચેનો દોઆબ પ્રાંત ને રોહીલખંડ આપ્યો. એ રી-

તે નવાબ અંગ્રેજને કબજે આવ્યો.

પ્ર૦ મૈસુરના ટીપુ સાથે વેલસ્લી શીરીતે વર્ત્યો?

ઉ૦ તે સમજાવ્યો સમજે તેમ નહોતું તેથી તે ફ્રેંચો સાથે છુપો વ્યવહાર રાખે છે માટે અંગ્રેજી મદદગાર લસ્કર શ્રીરંગપટણમાં રાખવાની બોલી કરવાને ટીપુને કહાવ્યું. ટીપુએ ના કહ્યાથી તેની સાથે ૧૭૯૯ માં લઢાઈ જોડી.

પ્ર૦ ટીપુની લઢાઈનું છેવટ શીરીતે આવ્યું?

ઉ૦ જનરલ હારીસને જબરૂં લશ્કર આપી નિજામની મદદગારી સેના સાથે મૈસુરપર મોકલ્યો. ટીપુ શ્રીરંગપટણમાં ઘેરાયો ને ત્યાં લઢતાંજ મરાયો. ૧૭૯૯.

પ્ર૦ ટીપુના રાજ્યની વહેંચણ શીરીતે કરી?

ઉ૦ મૈસુરનો જુનો રાજા જેને ઉઠાડીને હૈદરે રાજ્ય લેઇ લીધું હતું તેના નાના બાળકને હાલનું મૈસુરનું રાજ્ય છે તેટલો મુલક આપ્યો. ને મરેઠાએ મદદ કરી નહોતી તો પણ બાકીનું રાજ્ય નિજામ, મરેઠા ને અંગ્રેજ એ ત્રણ જણાએ વહેંચી લીધું.

પ્ર૦ એ વખતે બીજાં કયાં દક્ષિણનાં રાજ્યો ખાલસા થયાં?

ઉ૦ અર્કાટ અને તંજાવરનાં રાજ્ય ૧૮૦૧.

પ્ર૦ એ વખતે મરેઠાનું રાજ્ય કેટલું હતું?

ઉ૦ મરેઠાનાં પાંચ રાજ્ય મોઠાં હતાં. ગાયકવાડ, હોલકર, સિંધીઆ, ભોંસલા ને પેસ્વા. તેમાં પેશ્વા સર્વોપરી ગણાતો હતો. તેમાં ગુજરાતમાં ગાયકવાડ, ઊત્તરમાં દિલ્લીથી માળવા બધો સિંધિયા ને હોલ્કરના તાબામાં હતો. વરાડથી ઓરિસ્સા સુધીનો મુલક ભોંસલાને તાબે હતો અને ખાનદેશથી મૈસુર સુધીનો મુલક પેસ્વાનોહતો.

પ્ર૦ વેલસ્લીએ મરેઠાને ક્યારે છેડ્યા?

ઉ૦ મુસલમાન બળ તાબે થયું કે નાશ પામ્યું ત્યાં સુધી મરેઠાને છેડયા નહિ, પણ હવે હિંદમાં સર્વોપરી સત્તા મરેઠા ભોગવે કે અંગ્રેજ એવો વખત આવ્યો, ત્યારેજ તેણે મરેઠાને હરવીને અંગ્રેજને સર્વોપરી સત્તા મેળવી આપવાનો ઠરાવ કર્યો.

પ્ર૦ એ ઠારાવ અમલમાં લાવવાનો જોગ શીરીતે આવ્યો?

ઉ૦ હોલ્કરે પેસ્વાને હરાવીને ૧૮૦૨ માં પૂના લીધું ત્યારે પેશ્વા બાજીરાવ અંગ્રેજને આશરે નાસી ગયો. ૧૮૦૨ માં પેશ્વાએ વસાઇ મુકામે સંધી કરી કે કોઇ યુરોપી જોડે પત્ર વ્યવહાર રાખવો નહિ, અંગ્રેજી મદદગાર લશ્કર પુનામાં રાખવું ને તેના ખર્ચ બદલ મુલક આપવો ને પેસ્વાને પુનામાં ગાદીએ બેસાડવો.

પ્ર૦ એ કરાર બીજા મરાઠા સરદારોએ પસંદ કર્યા કે નહિ?

ઉ૦ હોલ્કરે બાજીરાવને નસાડયો તો તેને સજા કરવાનું બીજા મરેઠા સરદારોનું કામ છે. અમારા મરેઠી રાજ્યના પંચ બંદોબસ્ત કરવાને શક્તિમાન છે. અંગ્રેજને વચે પડવાની જરૂર નથી.એવું મરેઠા સરદારોએ કહાવ્યું પણ તે નહી માનતાં અંગ્રેજી સૈન્યે બાજીરાવને લેઇ પુનામાં ગાદીએ બેસાડયો.

પ્ર૦ આમ અંગ્રેજો વચે પડયાથી શું ફળ થયું?

ઉ૦ સિંધિયા, ભોંસલા ને પાછળથી હોલ્કર સાથે ભારે જંગ મચ્યો. ને તેમાં વેલસ્લીએ દ્રઢતાથી વરતી પોતાની ઈચ્છા બર આણી.

પ્ર૦ વેલસ્લીએ પોતાની ઇચ્છા શીરીતે બર આણી?

ઉ૦ દક્ષિણમાં મરેઠા સાથે યુદ્ધ કરવાને આર્થર વેલસ્લીને અને ઉત્તરમાં જનરલ લેકને લશ્કર આપી મરેઠા સામે મેદાનમાં મોકલ્યા. આસઇ આગળ સિંધિઆને અને આરગામ આગળ ભોંસલાને આર્થર વેલસ્લીએ અને લાસવારી અને અલીગઢ આગળ

સિંધિઆની કવાયતી પલટણો ઉપર લેક સાહેબે જબરી જીત મેળવી મરેઠાને હરાવી સંધી કરવાની ફરજ પાડી. ૧૮૦૩.

પ્ર૦ એ સંધીથી અંગ્રેજને શો લાભ થયો?

ઉ૦ સિંધિઆએ જમનાંની ઉત્તરનો તમામ મુલક આપ્યો ને શાહઆલમ પાદશાહને અંગ્રેજને સ્વાધીન કર્યો. ભોંસલાએ ઓરિસા અંગ્રેજને અને વરાડ નિજામને આપ્યો.

પ્ર૦ હોલકર સાથે યુદ્ધમાં શું ફળ થયું?

ઉ૦ જશવંતરાવ હોલકર સાથે ૧૮૦૪ માં લડાઇ ચાલી. કર્નલ માનસન માળવામાં ધુસ્યો પણ હારીને પાછો ફર્યો, તેમાં એનાં માણસો માર્યાં ગયાં તથા લેકસાહેબ પંડે ભરતપુર જીતી શક્યા નહિ, તેથી છેવટે કાંઇ પણ ફળ મેળવ્યા વગર તેની સાથે સંધી કરી.

પ્ર૦ લાર્ડ વેલસ્લી ક્યારે વિલાયત ગયો ને તે વખતે હિંદમાં અંગ્રેજી સત્તા કેટલી હતી?

ઉ૦ સન ૧૮૦૫ માં વિલાયત ગયો તે વખતે જમનાં નદી સુધીનો મુલક અંગ્રેજી રાજ્યમાં જોડાયો ને તે અયોધ્યા સિવાયના વાયવ્ય પ્રાંતો બન્યા. પશ્ચિમમાં પેશ્વા કંપનીનો તાબેદાર થયો ને દક્ષિણમાં હાલના મદ્રાસ ઇલાકા જેટલો મુલક મેળવ્યો ને નિજામને તાબેદાર બનાવ્યો.

## પ્રકરણ ૧૪ મું.

પ્ર૦ લાર્ડ વેલસ્લી પછી કોણ ગવરનરજનરલ થયો?

ઉ૦ લાર્ડ કાર્નવાલીસ ઇ. સ. ૧૮૦૫ માં થયો.

પ્ર૦ વિલાયતની કોર્ટ આવ ડીરેકટરોએ એને શો હુકમ આપ્યો હતો?

ઉ૦ વેલસ્લીના વખતમાં લડાઇઓ ઘણી થઈ હતી માટે ખર્ચ કમી કરવાને કોઇ પણ ઉપાયે સલાહ કરવાનું ફરમાવી મોકલ્યો હતો.

પ્ર૦ કાર્નવાલીસ આવીને શું કર્યું?

ઉ૦ લાર્ડ લેક સાથે મસલત કરવા જતાં રસ્તામાં ગાજીપુરમાં મરી ગયો. ૧૮૦૫

પ્ર૦ કાર્નવાલીસ પછી કયો ગવરનર જનરલ થયો?

ઉ૦ સર જાર્જ બાર્લોએ ઈ. સ. ૧૮૦૫ માં.

પ્ર૦ સર જાર્જ બાર્લોએ કેવી રીતે રાજ્ય ચલાવ્યું?

ઉ૦ ડીરેક્ટરોના હુકમ પ્રમાણે હોલ્કર ને સિંધીઆ સાથે સંધી કરી. તેથી અંગ્રેજી રાજ્ય ઘટયું.

પ્ર૦ બાર્લોના વખતમાં બીજો કયો બનાવ બન્યો?

ઉ૦ વેલોરમાં બળવો થયો ૧૮૦૬ માં, પણ તે જલદીથી બેસાડી દેવામાં આવ્યો.

પ્ર૦ બાર્લો પછી કયો ગવરનર થયો?

ઉ૦ લાર્ડ મિંટો ૧૮૦૭.

પ્ર૦ મિંટોના વખતમાં કયા મોટા બનાવ બન્યા?

ઉ૦ એણે મારિસ ને જાવા બેટો જીતી લીધા ને અફઘાનિસ્તાન, લાહોર ને ઇરાનમાં એલચી મોકલ્યા

પ્ર૦ એ ત્રણ દરબારોમાં કોને કોને મોકલ્યા?

ઉ૦ લાહોરમાં શીખ રાજા રણજીતસિંગ હતો તેના દરબારમાં મેટકાફ, અફઘાનીસ્તાનમાં શાહસુજા હતો તેની પાસે પેશાવર મુકામે એલફિન્સ્ટન ને ઈરાનનાશાહ પાસે માલકમને મોકલ્યો.

પ્ર૦ લાર્ડ મિંટોએ કયાં સુધી કારભાર કર્યો?

ઉ૦ સન ૧૮૧૩ સુધી. પછી ૧૮૧૪ માં લાર્ડ મોઇરા અથવા માર્કવિસ આવ હેસ્તિંગ્સ થયો.

પ્ર૦ મોઈરાના વખતમાં કયા મોટા વિગ્રહ થયા?

ઉ૦ નેપાલ, મરાઠા, અને પિંઢારા સાથે.

પ્ર૦ નેપાલમાં કયા લોકોનું રાજ્ય છે?

ઉ૦ ગુરખા લોકોનું, ને એ લોકો જાતે રજપુત છે ને ત્યાંના મૂળ વતની હિંદી તિબેટી કુળના બાૈદ્ધ ધર્મી છે.

પ્ર૦ ગુરખા લોકનું રાજ્ય ક્યાં સુધી હતું?

ઉ૦ નેપાળમાં ગુર્ખા લોકે ૧૭૬૭ થી રાજ્ય સ્થાપ્યું. પ્રથમ ખટમાંડુ જીતીને આસ પાસનો મુલક કબજે કર્યો. એમ કરતાં આસપાસના રાજા રજવાડાના મુલક દબાવતા ગયા.

પ્ર૦ અંગ્રેજોને ગુર્ખા સાથે લઢાઈ થઈ તેનું કારણ શું?

ઉ૦ ઓગણીસમા સૈકાની શરૂઆતમાં તેમણે અંગ્રેજી રૈયતને પીડા કરવા માંડી. બાર્લો ને મિંટોના વખતમાં તેમને સમજાવ્યા પણ તે નહી માન્યાથી મોઇરાને તેમની સાથે લઢવાની જરૂર પડી.

પ્ર૦ નેપાળનો મુલક કેવો છે?

ઉ૦ નેપાળ પહાડી ને સીધા ચઢાણનો મુલક છે ને ત્યાંની હવા રોગી છે.

પ્ર૦ ગુર્ખા લોકો કેવા છે?

ઉ૦ તેઓ દેખાવે ઠીંગણા પણ મજબુત, બહાદુર ને લઢવૈયા છે.

પ્ર૦ ગુર્ખાની લઢાઇનું શું પરિણામ આવ્યું?

ઉ૦ ૧૮૧૪ માં પ્રથમ સ્વારી કરી તે હારી- એજ સાલમાં જનરલ આક્ટર્લોનીએ સતલજ ભણીથી સ્વારી કરી તેણે ગુર્ખાના ગઢ એક પછી એક લીધા. બીજે વરસે પણ આક્ટર્લોનીએ પટણેથી ખટમાંડુ ભણી કુચ કરી ત્યારે નેપાળ દરબારે સલાહ કરી.

પ્ર૦ એ સલાહમાં શા ઠરાવ થયા?

ઉ૦ સીક્રીમના રાજાને છેડવો નહી, નવાં જીતેલાં થાણાં ઉઠાવ્યાં. નૈનીતાલ, મસુરી ને સીમલા અંગ્રેજને આપ્યાં. ૧૮૧૫.

પ્ર૦ પીંઢારા લોકો કોણ હતા?

ઉ૦ મુગલાઈ રાજ્ય પડી ભાગ્યાથી ઘણા સિપાઇઓ નોકરી વગરના થયા. તેમાંથી જેને નોકરી ન મળી તે તથા બીજા બહારવટીઆ ને લૂટારા ભટકનારા હતા તે સઘળા પીંઢારાના ટોળામાં ભરાયા હતા. તેઓ પોતાના નાયકોની સરદારી નીચે ગમે ત્યાં જઇને લુટ કરતા. તેમનું મુખ્ય રહેઠાણ મધ્ય હિંદમાં હતું ને સિંધિઆ ને હોલ્કરનો તેમને આશ્રય હતો.

પ્ર૦ એ પીંઢારાના આગેવાન કોણ હતા?

ઉ૦ અમીરખાન, કરીમખાન ને ચીતુ. અમીરખાન સૌથી વધારે બળવાન હતો. તેઓ હજારો બંધ સેંકડો ગાઉ જઈને લુટ કરતા.

પ્ર૦ હેસ્તિંગ્સે તેમનો બંદોબસ્ત શી રીતે કર્યો?

ઉ૦ અમીરખાનને ટાંકના સંસ્થાનનું રાજ્ય પોતાનો લૂટારૂ ધંધો છોડીને કરે તો કરવા દેવાની સરતે છુટો પાડયો. બીજાઓને હેસ્તિંગ્સે ૧૨૦૦૦૦ યોદ્ધાનું સૈન્ય મધ્ય પ્રાંતોની ચારે દિશાએ મોકલી ઘેરી લીધા. તેથી કરીમખાન શરણે આવ્યો ને ચીતુ નાશી ગયો તેને જંગલમાં વાઘે મારી નાંખ્યો.

પ્ર૦ છેલ્લો મરાઠી વિગ્રહ ક્યારે થયો?

ઉ૦ સન ૧૮૧૭ માં પેસ્વા, ભોંસલા ને હોલ્કર એ ત્રણેએ પીંઢારાની લઢાઈ ચાલતી હતી તેજ વખતે અંગ્રેજો સાથે લઢાઈ જગાવી.

પ્ર૦ પેસ્વાની લઢાઈનું પરિણામ શું થયું?

ઉ૦ ૧૮૦૨ ના વસાઇના કરાર પેસ્વાને ગમતા નહોતા. તેવામાં ૧૮૧૭ ના જુન માસમાં નવા કરાર થયા. એની રૂઈએ પેસ્વાનો ગાયકવાડ ઉપરનો હક ઉડયો, અંગ્રેજી લશ્કરના પગારના નાણા બદલ મુલક આપવો પડયો. તે કારણોથી પેસ્વાએ ૧૮૧૭ ના નવેંબર-

માં પુણાની અંગ્રેજી છાવણી ઉપર હલ્લો કર્યો પણ હારીને પુના છોડીને નાશી ગયો.

પ્ર૦ ભોંસલા ને હોલ્કરની લડાઈનું છેવટ શું આવ્યું?

ઉ૦ સીતાબલ્દીની લડાઈમાં ભોંસલા ને માહીદપુરના યુદ્ધમાં હોલ્કર હાર્યો.

પ્ર૦ એ ત્રણે ગાદીઓનું શું થયું?

ઉ૦ પેશ્વા માલકમ સાહેબને શરણે આવ્યો ૧૮૧૮. તેથી તેને આઠ લાખનું વર્ષાસન આપી બીઠુરમાં રાખવો ઠરાવ્યું ને એનું રાજ્ય ખાલસા કર્યું. શીવાજીના એક વંશજને સતારાની ગાદીએ બેસાડ્યો. એક બાળકને નાગપુરની ને એકને ઈંદોરની ગાદીએ બેસાડ્યો. વળી એજ વખતે રજપુત સંસ્થાનો પણ અંગ્રેજના આશ્રયમાં આવ્યાં.

પ્ર૦ મોઈરા પછી કયો ગવરનર જનરલ થયો?

ઉ૦ લાર્ડ આમર્સ્ટ ૧૮૨૩ માં આવ્યો ને એના આવતા સુધી મી. આદમે થોડા મહીના કામ ચલાવ્યું.

પ્ર૦ આમર્સ્ટના વખતમાં શા બનાવ બન્યા?

ઉ૦ બ્રહ્મી રાજા સાથે યુદ્ધ ને ભરતપુરનું જીતાવું.

પ્ર૦ બ્રહ્મી દેશ અને બ્રહ્મી લોક કેવાછે?

ઉ૦ ઇરાવતીના કાંઠા પરનો પહાડી ને જંગલી મુલક છે. એની હવા

ઉ૦ ઇરાવતીના કાંઠાપરનો પહાડી ને જંગલી મુલક છે. એની હવા ઝેરી ને ભેજવાળી છે ને ત્યાંના લોકો બૌદ્ધ ધર્મી છે. એ દેશમાં સન ૧૭૫૦ ને સુમારે અલોમ્પ્રાએ આવામાં રાજ્યધાની કરી. આ સમએ આલોમ્પ્રાનો વંશજ રાજ્ય કરતો હતો.

પ્ર૦ અંગ્રેજોને બ્રહ્મી લોક સાથે લઢવાનું કારણ શું?

ઉ૦ તેમણે આખો બ્રહ્મ દેશ તાબે કરી આશામનું સ્વતંત્ર રાજ્ય લીન-

ધું ને બંગાળાના અંગ્રેજી મુલકમાં લૂટ ફાટ કરવા લાગ્યા તેમની સાથે સમાધાની કરવા કહાવ્યું પણ એ ઊન્મત લોકે માન્યું નહી ત્યારે ૧૮૨૪ માં આમર્સ્ટે લઢાઈની તૈયારી કરી.

પ્ર૦ એ લઢાઇની ગોઠવણ શી રીતે કરી?

ઉ૦ એક લશ્કર આશામને માર્ગે ને બીજું ચિતાગાંગને માર્ગે બ્રહ્મી રાજ્યમાં પેઠું. ત્રીજું મદ્રાસથી જળ માર્ગે રંગુન ઊપર ગયું એ લઢાઈ બે વરસ ચાલી. રોગથી ને લઢાઈથી એમાં ૨૦૦૦૦ અંગ્રેજી માણસ મુવાં ૧૪ કરોડ રૂપીઆ ખર્ચ થયું. છેવટે ૧૮૨૬ માં યાન્દાબુ મૂકામે આવાના રાજાએ સલાહ કરી.

પ્ર૦ એ સલાહમાં શા કરાર થયા?

ઉ૦ બ્રહ્મી રાજાએ આશામ, આરાકાન ને ટીનાસરીમ એ ત્રણ પ્રાંતો આપ્યા.

પ્ર૦ અંગ્રેજોએ ભરતપુર ક્યારે ને શા માટે લીધું?

ઉ૦ ભરતપુરનો રાજા મરી ગયાથી ગાદી માટે વાંધો ઊઠયો તેથી અંગ્રેજોએ વચમાં પડી ૧૮૨૭ માં ભરતપુરનો અજીતગઢ લીધો.

પ્ર૦ એ ગઢ શીરીતે ને કોણે લીધો?

ઉ૦ લાર્ડ કાંમ્બરમિયરે સુરંગો ફોડી ગઢમાં બાકું પાડયું ને એ વાટે હલ્લાં કરીને એ ગઢ લીધો.

પ્ર૦ લાર્ડ આમર્સ્ટ પછી કયો ગવરનર આવ્યો?

ઉ૦ લાર્ડ વિલિયમ બેંટીક ૧૮૨૮ માં આવ્યો. વેલોરના બળવા વખતે તે મદ્રાસમાં ગવરનર હતો.

પ્ર૦ બેંટીકે કેવી રીતે હિંદનું રાજ્ય ચલાવ્યું?

ઉ૦ રાજ્ય કારભારમાં સુધારા દાખલ કર્યા, દેશી લોકના ભલા તરફ નજર રાખી, કાળા ગોરાનો ભેદ કહાડી નાંખી દેશીઓની પ્રીતિ

મેળવી, સતી થવાનો ચાલ બંધ કર્યો ને ફાંસીઆઓનો નાશ કર્યો.

પ્ર૦ બેંટીકે કયા કયા સુધારા દાખલ કર્યા?

ઉ૦ નીમણુકી ખર્ચ ઓછું કર્યું, કંપનીની નોકરીમાં દેશીઓ દાખલ થાય એવા રસ્તા કર્યા, અફીણ ઉપર જકાત નાંખી ને વેરો વધારવા જેવી જમીન ઉપર વેરો વધાર્યો.

પ્ર૦ એણે સતી થવાનો ચાલ ક્યારે બંધ પાડ્યો?

ઉ૦ ઇ. સ. ૧૮૨૯ માં એણે સતી થવામાં મદદગારને ખુન કરવામાં મદદગાર ઠરાવ્યા.

પ્ર૦ ફાંસીઆ લોક કોણ હતા?

ઉ૦ મધ્ય હિંદમાં વેપારી કે જાત્રાળુને વેશે ભટકી ખુન કરનારા હતા. તેઓ મુસાફરોને છેતરી ગળામાં ફાંસો દઇ મારતા તેથી તેને ફાંસીઆ કહેતા.

પ્ર૦ ફાંસીઆનો નાશ કરવામાં બેંટીકનો સોબતી કોણ હતો?

ઉ૦ કપ્તાન સ્લીમન એમણે એ લોકોને પકડી તેમનો ધંધો બંધ પડાવી તેમને બીજે ધંધે વળગાડ્યા. તેમના વંશજો આજે જબલપુરમાં ઘણા ખરા તંબુ બનાવવાનું કામ કરેછે.

પ્ર૦ મૈસુરનો રાજ્યકારભાર બેંટીકે ક્યારે હાથમાં લીધો?

ઉ૦ એ રાજ્યમાં અંધેર ચાલ્યાથી ૧૮૩૦ માં અંગ્રેજ સરકારે એ રાજ્યપર જપ્તી બેસાડી, તે ૧૮૮૧ માં ઉઠાડી.

પ્ર૦ કુર્ગનું રાજ્ય ક્યારે ને શાથી ખાલસા કર્યું?

ઉ૦ સન ૧૮૩૪ માં કુર્ગમાં અંધેર ચાલ્યાથી ત્યાંના રાજા સાથે લડાઇ સળગી. રાજા હાર્યો ને તેને કાશીમાં રાખ્યો. એ રાજ્યની પ્રજાની સંમતીથી એ રાજ્ય ખાલસા કર્યું.

પ્ર૦ બેંટીકના વખતમાં કંપનીની સનંદમાં શો ફેરફાર થયો?

ઉ૦ સન ૧૮૩૩ માં કંપનીના પટાની મુદત પુરી થયાથી વીશ વરસની ફરીને સનંદ કરી આપી. પણ કંપનીને વેપાર કરવાની મના કરી ને યુરોપીયનને આ દેશમાં વસવા દેવાની રજા આપી.

પ્ર૦ બેંટીક પછી કયો ગવરનર થયો?

ઉ૦ સન ૧૮૩૫ માં તે વિલાયત ગયાથી લાર્ડ મેટ્કાફ થયો.

પ્ર૦ એના વખતમાં કયું પ્રજા લાભનું કામ થયું?

ઉ૦ છાપખાનાને છુટી મળી.

પ્ર૦ મેટ્કાફ પછી કયો ગવરનર થયો?

ઉ૦ પાર્લામેંટના પ્રધાનો બદલાવાથી ૧૮૩૬ માં લાર્ડ આકલાંડ ગવરનર થયો.

પ્ર૦ એના વખતમાં કયો મોટો બનાવ બન્યો?

ઉ૦ અફઘાનીસ્તાન સાથે લડાઇ.

પ્ર૦ અફઘાનીસ્તાનમાં તે વખતે કયો અમીર હતો?

ઉ૦ બરકજાઇ જાતનો દોસ્તમહંમદ.

પ્ર૦ દોસ્તમહંમદને અફઘાનનું રાજ્ય શી રીતે મળ્યું?

ઉ૦ અહંમદશાહ દુરાની ૧૭૭૩ માં મુવાથી તેના દીકરા ગાદીએ બેઠા. તેનો વંશજ શાહશુજા ૧૮૦૯ માં રાજ્ય કરતો હતો. તેને ઉઠાડીને તેનો ભાઇ મહંમદ થયો. એ મહંમદ પાસેથી એણે રાજ્ય જીત્યું. ને શાહશુજા અંગ્રેજને આશરે લુધીઆણામાં રહેવા લાગ્યો.

પ્ર૦ અંગ્રેજને દોસ્તમહંમદ સાથે લડવાનું કારણશું?

ઉ૦ એ સમે મધ્ય એશિઆમાં રૂશ રાજ્ય બળવાન થયું હતું તેમનો હુમલો હિંદપર થવાનો ભય પેઠો તેથી કાબુલના અમીરને પોતાના પક્ષમાં લેવાને આકલાંડે બર્ન્સ સાહેબને વકીલ તરીકે મોકલ્યો. પણ દોસ્તમહંમદે પેશાવર પંજાબના મહારાજા રણજીત-

સિંગે છત્યું હતું તે પાછું મળે તો સંધી કરવાનું કહ્યાથી બર્ન્સ-સાહેબ પાછા આવ્યા.

પ્ર૦ એ વખતે હેરાતને કોણે ઘેર્યું હતું?

ઉ૦ રૂશની ઉસ્કેરણીથી ઇરાનના શાહે.

પ્ર૦ દોસ્તમહંમદે દોસ્તી નહી કર્યાથી શું થયું?

ઉ૦ રૂશિઆનો વકીલ તે વખતે કાબુલમાં હતો માટે દોસ્ત મહંમદ રૂશના પક્ષમાં જશે એમ જણાયાથી કાબુલની ગાદીએ પોતાનો મળતીઓ બેસાડવાનો આકલાંડે ઠરાવ કર્યો.

પ્ર૦ પોતાનો મળતીઓ કોણ ખોળી કહાડયો?

ઉ૦ કાબુલની ગાદીનો ખરો હકદાર શાહશુજા.

પ્ર૦ શીરીતે ને ક્યારે શાહશુજાને ગાદી અપાવી?

ઉ૦ અંગ્રેજી લશ્કર શાહશુજાને લેઈ બોલાન ઘાટને માર્ગે કંદહાર ગયું ને તે તથા ગીજની છતી કાબુલ લીધું ને ત્યાં શાહશુજાને ગાદીએ બેસાડયો. દોસ્ત મહંમદ હારીને નાશી ગયો.

પ્ર૦ શાહશુજા રાજ્ય સાચવી શક્યો કે નહી?

ઉ૦ નહિ. એના રક્ષણ માટે થોડું અંગ્રેજી સૈન્ય ત્યાં રાખ્યું ને બાકીનું હિંદમાં પાછું આવ્યું. કેટકલું કંદહારમાં ને જલાલાબાદમાં રાખ્યું. દોસ્તમહંમદના દીકરા અકબરખાને બળવો કર્યો. ૧૮૪૧. અકબરખાને બર્ન્સને તથા મેકનાટનને મારી નાંખ્યા. શાહશુજા પણ મરાયો. ને અંગ્રેજી લશ્કર ભર શીઆળામાં હિંદ આવવા નીકળ્યું. કાંપના માણસો સાથે ૧૬૦૦૦ માંથી માત્ર એકજ ડા. બ્રાઈડોન જલાલાબાદ જઇ શક્યો.

પ્ર૦ એ ખરાબીનું વેર લેવાનું ક્યારે બન્યું?

ઉ૦ એ સમાચાર હિંદમાં આવ્યા એવામાં લાર્ડ આકલાંડ ૧૮૪૨

માં વિલાયત ગયા ને એલનબરો સાહેબ ગવરનર થયા. તેમણે એ વેર લેવાને જનરલ પોલોકને જલાલાબાદને માર્ગે અને જનરલ ઇંગ્લાંડને કંદહારને માર્ગે કાબુલપર જવાનો હુકમ કર્યો.

પ્ર૦ તે વખતે જલાલાબાદ ને કંદહારમાં કયા અંગ્રેજ સરદારો હતા?

ઉ૦ સેલ જલાલાબાદમાં ને નાટ કંદહારમાં.

પ્ર૦ મદદ આવ્યા પછી તેમણે શું કર્યું?

ઉ૦ બંને જનરલો કાબુલ આવી ભેગા થયા ને ત્યાંનું બજાર બાળીને તથા બંધીવાનોને છોડવીને તેઓ હિંદમાં પાછા આવ્યા ને કાબુલની ગાદીએ દોસ્ત મહંમદને બેસવા દીધો.

પ્ર૦ એલનબરોના વખતમાં કયા બે મોટા બનાવ બન્યા?

ઉ૦ સિંધનું જીતાવું ને ગ્વાલિયર સાથે લડાઇ.

પ્ર૦ સિંધના અમીરો સાથે શા માટે લડાઈ કરી?

ઉ૦ પોતાની સ્વતંત્રતા છીનવી લેતાં તેઓ સામા થયા માટે.

પ્ર૦ સિંધ કયારે ને કોણે જીત્યો?

ઉ૦ સન ૧૮૪૩ માં લાર્ડ નેપીયરે.

પ્ર૦ અમીરો સાથે કયી પ્રખ્યાત લડાઈઓ થઇ?

ઉ૦ મીઆણી ને હૈદરાબાદ આગળ.

પ્ર૦ સિંધિઆ સાથે શા માટે લડાઇ થઈ?

ઉ૦ સિંધિઆ મરણ પામ્યાથી તેનો વારસ નાનો હતો માટે કારભાર ચલાવવામાં તડ પડયાથી, તે ગરબડ મટાડવા અંગ્રેજ સરકારને વચ્ચે પડવાની જરૂર પડી, તેથી લડાઈ થઇ.

પ્ર૦ સિંધિઆના લશ્કર સાથે કયી કયી લડાઈઓ થઈ?

ઉ૦ મહારાજપુર ને પનીઆર. મહારાજપુરની લડાઇમાં એલનબરો પંડે હતો.

પ્ર૦ એલનબરોના કારભારનો અંત ક્યારે આવ્યો?

ઉ૦ ઇ. સ. ૧૮૪૪ માં એની જગાએ લાર્ડ હાર્ડિંજ આવ્યો ત્યારે.

પ્ર૦ લાર્ડ હાર્ડિંજના વખતમાં સૌથી મોટો બનાવ કયો બન્યો?

ઉ૦ પંજાબના શીખ રાજ્ય સાથે જબરો જંગ મચ્યો તે.

પ્ર૦ શીખ લોક કોણ હતા?

ઉ૦ ઈ.સ.ના પંદરમા સૈકાની આખરે નાનકે ચલાવેલા ધર્મના લોકો હતા.

પ્ર૦ નાનકનો મૂખ્ય ઊપદેશ શો હતો?

ઉ૦ પરમેશ્વર છે, નીતિ ને શુદ્ધ આચરણથી મૂક્તિ મળે છે ને એના ધર્મમાં કોઇ પણ માણસ દાખલ થઇ શકે.

પ્ર૦ પંજાબમાં એ લોકોનું રાજ્ય કોણે ને શીરીતે સ્થાપ્યું?

ઉ૦ રણજીતસિંહે. એ ૧૭૮૦ માં જન્મ્યો. ૧૮૦૦ માં અફઘાનીસ્તાનના અમીરની વતી પંજાબનો સુબો થયો અને પછીથી તેણે સ્વતંત્ર થઈ પેશાવરથી સતલજ ને મૂલતાનથી કાશ્મીર સુધીનો મુલક મેળવ્યો.

પ્ર૦ શીખ રાજ્ય સાથે અંગ્રેજને શામાટે લડાઇ થઈ?

ઉ૦ સન ૧૮૩૯ માં રણજીતસિંગના મરણ પછી એના રાજ્યમાં કાવાદાવા ને અંધેર ચાલ્યું ને રણજીતસિંગનું જોરાવર લશ્કર બેકેલ થઈ ગયું. એ લશ્કરે ૧૮૪૫ માં સતલજ ઓળંગી અંગ્રેજી મુલક ઊપર ચઢાઈ કરી.

પ્ર૦ શીખ લશ્કર કેટલું હતું?

ઉ૦ ૬૦૦૦૦ લશ્કર ને ૧૫૦ તોપ.

પ્ર૦ અંગ્રેજ સેનાપતિ કોણ હતો?

ઉ૦ સરહ્યુંગાફ તથા ગવરનર જનરલ પંડે.

પ્ર૦ એ લઢાઈઓ ક્યાં ક્યાં થઇ?

ઉ૦ મુડકી, અલીવાલ, ફીરોજપુર ને સોબ્રાઓન.

પ્ર૦ એ લઢાઈઓમાં શું પરિણામ આવ્યું?

ઉ૦ ચારેમાં શીખ હાર્યા. પણ અંગ્રેજને બહુ હાની થઇ

પ્ર૦ અંગ્રેજે શી સરતે સંધી કરી?

ઉ૦ રણજીતસિંગના કુંવર દુલીપસિંગને ગાદીએ બેસાડયો ને અંગ્રેજે શીખ લસ્કર ઘટાડયું તથા પોતે જાલંદર દોઆબ લીધો. વળી દુલીપસિંગ મોટો થતા સુધી રાજ્ય ચલાવનાર મંડળી નીમી ને તેનો ઉપરી હેન્રી લારેન્સને ઠરાવ્યો.

પ્ર૦ હાર્ડિંજ વિલાયત ક્યારે ગયો ને એની જગાએ કોણ થયું?

ઉ૦ સન ૧૮૪૮ માં ને લાર્ડ દલહૌસી ગવરનર જનરલ થયો.

પ્ર૦ લાર્ડ દલહૌસીની રાજ્યનીતિ કેવી હતી?

ઉ૦ પોતાના તાબાની રૈયતને શાંતિ ને સારા રાજ્યનું સુખ આપવું તે.

પ્ર૦ એ રાજ્યનીતિથી એણે શાં શાં કામ કર્યાં?

ઉ૦ જુલમી દેશી રાજ્યો ખાલસા કર્યાં. અંગ્રેજી રાજ્યમાં દેશી રાજ્યો કરતાં પ્રજા સુખી થાયછે માટે જે દેશી રાજા બીન વારસ મરી ગયા તેનાં રાજ્યો ખાલસા કર્યાં. સડકો ને નહેરો બંધાવી, તાર ને રેલવેનાં ખાતાં નવાં સ્થાપ્યાં, ટપાલ ખાતામાં સુધારો કર્યો.

પ્ર૦ કયું જુલમી રાજ્ય ખાલસા કર્યું?

ઉ૦ અયોધ્યાનું ઇ. સ. ૧૮૫૬ માં.

પ્ર૦ બીનવારસ હોવાથી કયાં રાજ્યો ખાલસા કર્યાં?

ઉ૦ સતારાનું ૧૮૪૯ માં, ઝાંસીનું ૧૮૪૯ માં, નાગપુરના ભોંસલાનું ૧૮૫૩ માં.

પ્ર૦ એ સિવાય વગર લઢાઈએ કયો મુલક મેળવ્યો?

ઉ૦ નિજામ પાસેથી લસ્કરના ખર્ચ બદલ વરાડ પ્રાંત.

પ્ર૦ બીનવારસ મુવાથી કોનાં કોનાં વર્ષાસન બંધ પડયાં?

ઉ૦ પેસ્વા બાજીરાવ ૧૮૫૩ માં મુવાથી તેનું ૮ લાખનું પેનશન બંધ પાડયું. તેમજ તંજાવરનો નામનો રાજા ને કર્ણાટકનો નામનો નવાબ મરણ પામ્યાથી તેમનાં પેનશન પણ બંધ પડયાં.

પ્ર૦ લઢાઇ કરીને દલહૌસીએ કયા કયા મુલક મેળવ્યા?

ઉ૦ પંજાબ ને રંગુનથી પ્રોમ સુધીનો પેગુ પ્રાંત.

પ્ર૦ પંજાબના શીખ રાજ્ય સાથે બીજીવાર શામાટે યુદ્ધ થયું?

ઉ૦ પંજાબના બે બ્રીટીશ અમલદારોને મૂલતાનમાં મારીનાંખ્યાતેથી.

પ્ર૦ બીજા શીખ વિગ્રહમાં શું થયું?

ઉ૦ મુલતાનથી સળગેલી આગ આખા પ્રાંતમાં ફેલાઈ ને શીખ ખાલસા લશ્કર લઢવાને ઉઠયું. લેફટેનંન્ટ એડવર્ડસે ઘણી મહેનત કરી પણ વ્યર્થ ગઇ. એવામાં સેનાપતિ સરહ્યું ગાફ આવી ચઢયો ને રામનગર ને ચિલિઆનવાલાનાં યુદ્ધ કર્યાં, પણ તેમાં અનિશ્ચિત જીત થઈ. અંગ્રેજને ઘણી હાની થઇ. તેથી ઇગ્લાંડથી સરચાર્લ્સ નેપીયર નવું સૈન્ય લેઈ આવવા નીકળ્યો. પણ તેનાઆવતા પહેલાંજ ગુજરાત આગળ ૧૮૪૯ માં શીખ લશ્કરનો નાશ કર્યો.

પ્ર૦ એ લઢાઈનું પરિણામ શું થયું?

ઉ૦ આખો પંજાબ ખાલસા થયો ને દુલીપ સિંગને દર વરસે ૫૮૦૦૦૦નું વર્ષાસન બાંધી આપ્યું.

પ્ર૦ એ લઢાઇમાં શીખની મદદે કોણ આવ્યું હતું?

ઉ૦ કાબુલનો અમીર દોસ્તમહંમદ. પણ તે હારીને નાશી ગયો.

પ્ર૦ પંજાબની શાંતી શીરીતે ને કોણે કરી?

ઉ૦ લારેન્સને રાજ્યકારભાર સોંપ્યો. તેણે શીખ લોકનાં હથીઆર લેઇ લીધાં. જમાબંધી ઘટાડી, ફોજદારી દીવાની કાયદા નવા કર્યાં,

તથા સડકો ને નહેરો બંધાવી.

પ્ર૦ બહ્મી વિગ્રહ શાથી થયો?

ઉ૦ બ્રહ્મીરાજાએ રંગુનના અંગ્રેજ વેપારી પર જુલમ કર્યો તેથી તથા તેને સમજાવવા જનાર કપ્તાનનું અપમાન કર્યું તેથી.

પ્ર૦ એ વિગ્રહ ક્યારે થયો ને તેમાં શું થયું?

ઉ૦ સન ૧૮૫૨ માં ને તેમાં બ્રહ્મી રાજા હાર્યો.

પ્ર૦ અંગ્રેજને તાબે આવ્યા પછી બ્રહ્મદેશની કેવી સ્થિતિ થઈ?

ઉ૦ દીવસે દીવસે આબાદી વધતી ગઈ ને વેપાર ને વસ્તી વધી.

પ્ર૦ દલહૌસી કયારે પાછો ગયો ને તેની જગાએ કોણ થયો?

ઉ૦ ૧૮૫૬ માં, ને તેની જગાએ અર્લ કાન્નિંગ થયો.

પ્ર૦ અર્લ કાન્નિંગ આવ્યા પછી શો બનાવ બન્યો?

ઉ૦ સન ૧૮૫૭ નો મોટો બળવો થયો.

## પ્રકરણ ૧૫ મું.

પ્ર૦ એ મોટો બળવો થવાનાં કારણો શાં હતાં?

ઉ૦ લાર્ડ દલહૌસીએ દેશી રાજ્યો ખાલસા કર્યાથી એ રાજ્યના ઉમેદવારો નારાજ થયા હતા, બીજા રાજ્યોના મનમાં પણ ડર પેઠો હતો, જેમને પેનશન મળતાં તે તેમના વારસને ન મળ્યાથી તેઓ પણ નારાજ થયા હતા, દેશી સિપાઇઓમાં કારતુસ આપતા હતા તે કારતુસને ડુક્કરની ચરબી લગાડેલી છે એવો વહેમ પેઠાથી તેઓ માનવા લાગ્યા કે અંગ્રેજ આપણને વટાળવા ચાહેછે, તેથી તેઓ નારાજ હતા. વળી એ સિપાઇઓ પંજાબના જબરા શીખ લોકોને અમેજ જીત્યા છે એવું અભિમાન રાખતા હતા. એવાં એવાં કારણોથી બળવો થયો.

પ્ર૦ એ બળવો પ્રથમ ક્યાં થયો?

ઉ૦ કારતુસોના કારણથી બંગાળામાં દેશી સિપાઈઓએ પ્રથમ બળ-

વો કર્યો. પણ તેમનાં હથીઆર લેઇ તેમને રજા આપી. એ સિ-
પાઈઓએ દેશમાં ફરી બળવાના અગ્નીમાં લાકડાં નાંખ્યાં.

પ્ર૦ વાયવ્ય પ્રાંતોમાં પેહેલો બળવો ક્યાં થયો?

ઉ૦ મીરતમાં ૧૮૫૭ ના મેની તા.૧૦ મી રવીવારે તેમણે મીરતનાં અંગ્રેજી માણસોને મારીને તેઓ દિલ્હી ગયા ને દિલ્હીના પાદશાહને દિલ્લીમાં ગાદીએ બેસાડી બંડખોર લશ્કરે પોતાનો પાદશાહ ઠરાવ્યો. એ પછી પંજાબ સિવાય બધા ઉત્તર હિંદમાં બળવો ફેલાયો.

પ્ર૦ તે વખતે પંજાબ ને અયોધ્યામાં કયા બે અમલદારો હતા?

ઉ૦ પંજાબમાં સરજાન લારેન્સ ને અયોધ્યામાં સરહેન્રી લારેન્સ.

પ્ર૦ પંજાબમાં સ્વસ્થતા રાખવાને જાન લારેન્સે શું કર્યું?

ઉ૦ શક પડતાનાં હથીઆર લેઇને સિપાઈઓને દાબમાં રાખ્યા ને અફઘાનીસ્તાનના પહાડોમાંથી નવું લશ્કર બનાવી દિલ્હી પાછી લેવાને મદદ કરવા લશ્કર મોકલી શક્યો.

પ્ર૦ અયોધ્યામાં શા બનાવ બન્યા?

ઉ૦ સરહેન્રી લારેન્સ ચેતીને કિલ્લામાં ખોરાકી ભરીને અગાઉથી સઘળા અંગ્રેજ લેઈ કિલ્લામાં ભરાયો હતો. એ મુલક તરતનો લીધેલો હોવાથી ત્યાં બળવાનો વા લાગતાં ખળ્યો નહિ. પણ બંડખોરોના ઘેરામાં તે બહાદુરીથી પોતાનો બચાવ કરી શક્યો.

પ્ર૦ સરહેન્રી લારેન્સને ઘેરામાંથી કોણે છોડાવ્યો?

ઉ૦ હેવલોક ને આઉટરામે. પણ નવા બંડખોરના ઘેરામાં એ સઘળા ફરીને ઘેરાયા. તેમને બે મહીના પછી સરકોલીન કેમ્પબેલે છોડાવ્યા. ૧૮૫૭ નવેંબર. એ બધું લશ્કર વાયવ્ય પ્રાંતોમાં બળવાનું મૂખ્ય મથક હતું ત્યાં ગયું.

પ્ર૦ એ બળવો બીજે કયે કયે ઠેકાણે ફેલાયો હતો?

ઉ૦ ઉત્તર હિંદમાં ને તેમાં વાયવ્ય પ્રાંતોમાં મૂખ્યત્વે વધારે ફેલાયો હતો. ત્યાંનું સઘળું અંગ્રેજી પુરબીઆનું લશ્કર બંડ કરી ઉઠ્યું હતું.

પ્ર૦ એ બળવાખોરોના આગેવાન કોણ કોણ હતા?

ઉ૦ બાજીરાવ પેશ્વાનો દત્તપુત્ર નાના સાહેબ અથવા ધોડું પંથ, તેનો સગો તાતીઓ ટોપી, ઝાંસીની રાણી, દિલ્લીનો પાદશાહ ને અયોધ્યાની બેગમ.

પ્ર૦ નાના સાહેબે ક્યાં બળવો કર્યો?

ઉ૦ એ કાનપુરની પાસે બીથુરમાં રહેતો હતો. તે કાનપુરના બંડખોર સિપાઈઓનો આગેવાન થયો. ત્યાં ઘેરાઇ ગયેલા અંગ્રેજોને અલાહાબાદ પહોંચાડવાનું વચન આપી વિશ્વાસ ઘાત કર્યો. એ તેણે બહુ ખોટું કર્યું.

પ્ર૦ એ બળવાનો અંત શીરીતે આવ્યો?

ઉ૦ બળવાનું મુખ્ય સ્થળ દિલ્હી હતું તે બળવાખોર પાસેથી જીતી લીધું ને બહાદુરશાહ પાદશાહને પકડીને રંગુનમાં કેદ કર્યો તે ૧૮૬૨ માં મરણ પામ્યો. નાનાસાહેબ હારીને અંગ્રેજી રાજ્યબહાર નાસી ગયો. લાર્ડકલેડે (સરકોલિનકેમ્પબેલે) અયોધ્યા જીતી લીધું.

પ્ર૦ ઝાંસીની રાણી ને તાતીયા ટોપીએ ક્યાં બળવો કર્યો હતો?

ઉ૦ ગ્વાલિયર નજીક માળવામાં. તેમને મુંબાઈના સેનાપતિ સરહ્યુ રોઝે હરાવ્યા. રાણી લડાઈમાં લડતાં લડતાં મરાઈ ને તાતીઓ નાઠો તે ગુજરાતની પૂર્વમાંથી વિશ્વાસઘાતથી પકડાયો ને મરાયો.

પ્ર૦ કંપનીને નવો પટો ક્યારે મળ્યો હતો?

ઉ૦ બેંટીકના વખતમાં કરેલી સનંદની મુદત ૧૮૫૩ માં પુરી થયાથી નવો પટો થયો તેની મુદત ઠરાવી નહી. પાર્લામેન્ટની મરજીમાં આવે ત્યાં સુધી એ સનંદ પાળવા દે એવો ઠરાવ હતો.

પ્ર૦ એ પટામાં શો ઠરાવ હતો?

ઉ૦ ડિરેટરોની સંખ્યા ઘટાડી ને સીવીલ સર્વિસ માટે પરીક્ષા ઠરાવી.

પ્ર૦ બળવો થયાથી હિંદને શો લાભ મળ્યો?

ઉ૦ કંપનીનું રાજ્ય જઇ મહારાણીને હાથ અધિકાર ગયો, કંપનીના

નોકરોના હાથમાંથી પાર્લામેંટને હાથ રાજ્ય સત્તા ગઇ ૧૮૫૮.

પ્ર૦ હિંદનું રાજ્ય ચલાવવાની વ્યવસ્થા કેવી કરી?

ઉ૦ પાર્લામેંટના પંદર મેમ્બરોની એક મંડળીની સલાહ મુજબ તેના સેક્રેટરીના હુકમ પ્રમાણે મહારાણીના નામથી રાજ્ય ચાલે.

## પ્રકરણ ૧૬ મું.

પ્ર૦ હિંદમાં બળવો સમ્યા પછી રાજ્યમાં શાંતિ કરવાને શો ઉપાય કર્યો?

ઉ૦ તા૦ ૧ લી નવેમબર ૧૮૫૮ ને રોજ એક જાહેરનામું કહાડયું તેમાં રાજાઓને દત્તપુત્ર લેવા દેવાનો, ખુન નહી કરનાર અને જાહેરનામા પછી બંડમાં સામેલ નહી રહેનારને માફી બક્ષી. તથા ધર્મની બાબતમાં વચે નહી પડવાને અને કાળા ગોરાનો ભેદ નહી રાખતાં નિષ્પક્ષપાતે વર્ત્તવાને મહારાણીજીએ કબુલાત આપી.

પ્ર૦ એ વખતે વસુલાત ખાતામાં કોણે ને શો સુધારો કર્યો?

ઉ૦ જેમ્સ વિલ્સને. જકાત લેવાની રીત ફરીને ઠરાવી, ઈનકમટાક્સ (ઊપજવેરો) નાંખ્યો ને કાગળની નોટો ચલવી.

પ્ર૦ એ પ્રમાણે શામાટે સુધારો કરવો પડયો?

ઉ૦ બળવાના ખર્ચથી ૪૦ કરોડનું કરજ વધ્યું ને લસ્કરી ખાતામાં ફેરફાર થવાથી ૧૦ કરોડનું વાર્ષીક ખર્ચ વધ્યું તેથી.

પ્ર૦ દીવાની ને ફોજદારી કાયદા ક્યારે મંજુર થયા?

ઉ૦ સન ૧૮૬૧ માં.

પ્ર૦ લાર્ડ કાનિંગ ક્યારે ગયો ને તેની જગાએ કોણ આવ્યું?

ઉ૦ સન ૧૮૬૨ માં. એની જગાએ લાર્ડ એલ્જીન આવ્યો. પણ તે ૧૮૬૩ માં મરણ પામ્યાથી તેની જગાએ લાર્ડ લારેન્સ (સરજાન લારેન્સ) આવ્યો. ૧૮૬૪.

પ્ર૦ લાર્ડ લારેન્સના વખતમાં શા બનાવ બન્યા?

ઉ૦ એના આવ્યા પછી ભૂતાન જોડે લઢાઇ ચાલી. ૧૮૬૪. શેરસઢા-

થી મુંબાઇના વેપારીઓ પાયમાલ થયા ૧૮૬૫. ઓઢીઆમાં દુ-કાળ પડયો ૧૮૬૬. આબીસીનીઆ ઊપર ચઢાઇ કરી ૧૮૬૭ ને વાર્યવ્ય પ્રાંતોમાં દુકાળ પડયો ૧૮૬૮.

પ્ર૦ લાર્ડ લારેન્સ ક્યારે વિલાયત ગયો?

ઉ૦ ૧૮૬૯ માં ને ૧૮૭૯ માં ઇંગ્લાંડમાં મરણ પામ્યો.

પ્ર૦ એના પછી કયો ગવરનર જનરલ થયો?

ઉ૦ લાર્ડ મેયો. ૧૮૬૯ માં.

પ્ર૦ હિંદમાં આવીને એમણે શું કામ કર્યું?

ઉ૦ અંબાલામાં દરબાર ભરી અફઘાનીસ્તાનના અમીર શેરઅલ્લીને કબુલ રાખ્યો.

પ્ર૦ શાહજાદા ડયુક આવ એડીનબરોને શી રીતે આવકાર મળ્યો?

ઉ૦ સન ૧૮૬૮–૬૯ માં આ દેશમાં આવ્યાથી તેમને આ દેશી લોકોએ ને રાજાઓએ સારો આવકાર આપ્યો.

પ્ર૦ લાર્ડ મેયોએ કયાં કયાં ખાતાંમાં સુધારો કર્યો?

ઉ૦ ખેતીવાડીનું ખાતું કહાડયું, મીઠાપરની જકાતમાં સુધારો કર્યો ને સડકો, રેલવે ને નહેરો વધારી.

પ્ર૦ લાર્ડ મેયોનું મૃત્યુ ક્યાં ને ક્યારે થયું?

ઉ૦ આંદામાન બેટમાં જાતે જોવા ગયો ત્યાં કોઇ કેદીએ એને મા-રી નાંખ્યો ૧૮૭૨.

પ્ર૦ લાર્ડ મેયો પછી કયો ગવરનર જનરલ આવ્યો?

ઉ૦ લાર્ડ નાર્થબ્રુક ૧૮૭૨ માં.

પ્ર૦ એના વખતમાં શા બનાવ બન્યા?

ઉ૦ બંગાળામાં દુકાળ પડયો ૧૮૭૪, વડોદરાના મલ્હારરાવને કર્નલ ફેરને ઝેર દેવાના વાંકથી પદભ્રષ્ટ કરી તેની જગાએ પિલાજી ગા-યકવાડના પીત્રાઈના વંશજને બેસાડયો ૧૮૭૫. પ્રીન્સ આવ વેલ્સે

હિંદમાં મુસાફરી કરી ૧૮૭૬.તે વખતે હિંદના રાજાઓએ કદી નહી બતાવેલી એવી રાજ્ય ભક્તિ બતાવી.

પ્ર૦ લાર્ડ નાર્થબ્રુક પછી કયો ગવરનર જનરલ થયો?

ઉ૦ લાર્ડ લીટન ૧૮૭૬ માં.

પ્ર૦ એના વખતમાં કયા મોટા બનાવ બન્યા?

ઉ૦ મહારાણીએ ૧૮૭૭ ના જાનેવારીની તા. ૧ લી એ દિલ્હીમાં "કૈસરે હિંદ" પદ ધારણ કર્યું. તે વખતે હિંદના સઘળા રાજારાણા તથા સંભાવિત ગૃહસ્થો હાજર હતા. ૧૮૭૭ નો મોટો દુકાળ અને અફ્ઘાનીસ્તાનના અમીર સાથે યુદ્ધ. ૧૮૭૮.

પ્ર૦ ૧૮૭૭ નો મોટો દુકાળ કયાં પડયો હતો?

ઉ૦ કન્યાકુમારીથી કર્ણાટક ને મહારાષ્ટ્ર સુધી. એ વરસમાં ગુજરાતમાં પણ મોઘવારી બહુ થઇ હતી.

પ્ર૦ એ દુકાળથી કેટલી હાની થઈ?

ઉ૦ એ દુકાળના ભોગ થતા બચાવવાને સરકારે અગીઆર કરોડ રૂપીઆ ખર્ચ્યા અને તે વગર ખાનગી ફંડોની મદદ થઈ તે જુદી, તે છતાં રોગ ને ભૂખમરાથી પશા લાખ માણસો મરણ પામ્યાં એમ જણાય છે.

પ્ર૦ અફ્ઘાનીસ્તાન સાથે શામાટે યુદ્ધ થયું?

ઉ૦ રૂશ લોકનું બળ મધ્ય એશિઆમાં વધ્યાથી અંગ્રેજ સરકારે એક એલચી કાબુલ મોકલ્યો હતો, તેને પોતાના રાજમાં અમીરે નપેસવા દેતાં રૂશીઅન વકીલને માન આપ્યાથી શેરઅલ્લીની શુદ્ધ ઠેકાણે લાવવાને એ યુદ્ધ કરવું પડયું.

પ્ર૦ એ યુદ્ધ શીરીતે ચલાવ્યું?

ઉ૦ ખૈબર, બોલાન ને કુરમ ઘાટને માર્ગે ત્રણ લશ્કરો અફ્ઘાનીસ્તાનમાં પેઠાં. અમીર શેરઅલી હારીને નાસી ગયો ને એના

પાટવી કુંવર યાકુબખાન સાથે ગંદામક આગળ સંધી કરી.

પ્ર૦ એ સલાહમાં શાઠરાવ થયા?

ઉ૦ ઊપલા ડુંગરી ઘાટના કબજા અંગ્રેજને આપવા ને અંગ્રેજના રેસિડેન્ટને કાબુલમાં રાખવો.

પ્ર૦ એ સલાહનું પરિણામ શું આવ્યું?

ઉ૦ અંગ્રેજ એલચીને અફ્ઘાનોએ બંડ કરી મારી નાંખ્યો ને ફરી લઢાઈ ચાલી. યાકુબખાન અંગ્રેજને તાબે થયો, તેને હિંદમાં પેનશન આપી રાખ્યો, ને કાબુલ ને કંદહારનો અંગ્રેજી લશ્કર રાણી કબજો કર્યો. ૧૮૭૯.

પ્ર૦ અફ્ઘાનો શાંતીથી તાબે થયા કે નહી?

ઉ૦ તેઓ સ્વદેશની સ્વતંત્રતા માટે લઢવા ઊઠ્યા ને અંગ્રેજી લશ્કર ને ઘેરી લીધાં. ૧૮૮૦.

પ્ર૦ લાર્ડ લીટન ક્યારે વિલાયત ગયો?

ઉ૦ સન ૧૮૮૦ માં તે ગયો, ને તેની જગાએ લોર્ડ રીપન આવ્યો.

પ્ર૦ રીપન આવ્યા પછી અફ્ઘાનીસ્તાનના બળવાનું શું થયું?

ઉ૦ યાકુબખાનનો ભાઈ હેરાતનો સુબો હતો, તે કંદહાર ઊપર ચઢી આવ્યો. ને હેલ્મંદ નદી પાસે અંગ્રેજી લશ્કરને હરાવી તેનો નાશ કર્યો. ૧૮૮૦થી પણ એજ વરસમાં જનરલ રાબર્ટસે કાબુલ કંદહાર આવી ને અયુબખાનને હરાવ્યો.

પ્ર૦ તે પછી અફ્ઘાનીસ્તાનની શી વ્યવસ્થા કરી?

ઉ૦ કાબુલમાં શેરઅલીના પીત્રાઈ અબદરરહેમાનને ગાદીએ બેસાડયો ને અંગ્રેજી લશ્કર કાબુલ ને કંદહારથી પાછું બોલાવી લીધું. ૧૮૮૧

પ્ર૦ અબ્બદરરહેમાન સામો કયો શત્રુ ઊભો થયો?

ઉ૦ અયુબખાન. એણે લઢાઇઓ કરી પણ છેવટે હારીને નાસી ગયો તે ઇરાનમાં પકડાયાથી ઈરાનના શાહ પાસે અંગ્રેજી ખર્ચે કેદ રખાવ્યો. તે ૧૮૮૭ માં નાસી જઈ રૂશના રાજ્યમાં ભરાયો છે.

પ્ર૦ લાર્ડ રીપને આ દેશના લાભનું કયું કામ કર્યું?

ઉ૦ લોકલ સેલ્ફ ગવર્નમેંટ આપ્યું તે. એટલે મ્યુનીસીપાલીટીની ને લોકલફંડની વ્યવસ્થા કરવાને મંડળી ઠરાવી. તે મંડળીના મેમ્બરોનો કેટલોક ભાગ લોકોને નીમવાની સત્તા આપી. ૧૮૮૪

પ્ર૦ લાર્ડ રીપન ક્યારે વિલાયત ગયો?

ઉ૦ ૧૮૮૫. માં ને એની જગાએ લાર્ડ ડફરીન આવ્યો.

પ્ર૦ લાર્ડ ડફરીનના વખતમાં શા બનાવ બન્યા?

ઉ૦ રાવળપીંડીમાં દરબાર ભરી અમીર અબદરરહેમાનને સ્વીકાર્યો ૧૮૮૫ ને તે અંગ્રેજના પક્ષમાં રહે માટે દર વરસે બારલાખ રૂપીઆ આપવા ઠરાવ્યા. તથા બ્રહ્મી રાજા ઉદ્ધત નીવડ્યાથી એના રાજ ઉપર સ્વારી કરી. બ્રહ્મી રાજા થીબાને કેદ કરી રત્નાગીરીમાં લાવ્યા ને એના તાબાનો બાકી રહેલો બ્રહ્મદેશ ખાલસા કર્યો. ૧૮૮૬ એજ સાલમાં જીઆજીરાવ સિંધિઆ ને તુકાજીરાવ હોલ્કર દેવલોક પામ્યા. સિંધિઆનો પાટવી કુંવર નાનો હોવાથી એ રાજ્ય પંચના વહીવટથી ચાલે છે ને હોલકરની ગાદીએ પાટવી કુંવર બાળાસાહેબ બેઠો.

પ્ર૦ જ્યુબીલી મહોત્સવ તે શું ને ક્યારે થયો?

ઉ૦ મહારાણી વિક્ટોરિઆને રાજ્ય કરતાં પચાસ વરસ સન ૧૮૮૭ માં પુરાં થવાથી તેની ખુશાલીમાં મહોત્સવ ઉઝવવાને હિંદમાં ૧૬ મી ફેબ્રુઆરીનો ને ઇંગ્લાંડમાં ૨૦ મી જુનનો દીવસ ઠરાવ્યો હતો. એ દીવસો હિંદમાં ને ઇંગ્લાંડમાં લોકોએ બહુ હાંસથી ખુશાલીમાં ધામ ધુમ સાથે ગુજાર્યા હતા.

**સમાપ્ત.**

# હિંદુસ્તાનમાં થએલી મોટી લઢાઇઓ.

| જગાનું નામ. | કોની કોની વચ્ચે. | સાલ. |
|---|---|---|
| પાણિપત(કુરૂ-ક્ષેત્ર) | પાંડવ કૌરવ વચ્ચે. કૌરવ હાર્યા. | ઇ.સ. પે. સુમારે ૧૫૦૦ વરસપર. |
| જેલમનદી પાસે | સિકંદરને પૌરસ. પૌરસહાર્યો. | ઈ.સ.પુ. ૩૨૭ |
| દેવળગામ(કરાંચી). | કાસમ ને દાહીર રાજા. દાહીર હાર્યો. | ઇ. સ. ૭૧૨ |
| વૈહિંદગઢ. | મહંમદ ને અનંગપાળ. અનંગપાળ હાર્યો. | ૧૦૦૮ |
| સોમનાથ. | મહંમદ ને ભીમદેવ. ભીમદેવ હાર્યો. | ૧૦૨૪ |
| પાણીપત(તીરૌરી). | પ્રથુરાજ ને શાહબુદીન. શાહબુદીન હાર્યો. | ૧૧૯૧ |
| પાણીપત. | શાહબુદીન ને પ્રથુરાજ. પ્રથુરાજ હાર્યો. | ૧૧૯૩ |
| દિલ્હી. | તૈમુર ને મહંમદ તુઘલક. મહંમદ હાર્યો. | ૧૩૯૮ |
| પાણીપત. | બાબર ને ઈબ્રાહિમ. ઇબ્રાહિમ હાર્યો. | ૧૫૨૬ |
| સીક્રી. | બાબર ને સંગરાણો. સંગ હાર્યો. | ૧૫૨૭ |
| બકસર. | શેરખાં ને હુમાયુ. હુમાયુ હાર્યો. | ૧૫૩૯ |
| કનોજ. | શેરખાં ને હુમાયુ. હુમાયુ હાર્યો. | ૧૫૪૦ |
| પાણીપત. | હુમાયુ ને આદીલી. આદીલી હાર્યો. | ૧૫૫૬ |
| ચીતોડ. | અકબર ને રાણો ઉદયસિંગ. ઉદયસિંગ હાર્યો. | ૧૫૬૮ |
| અહંમદનગર. | ચાંદબીબી ને શાહજાદો મુરાદ. મુરાદ હાર્યો. | ૧૫૯૪ |
| ઉજણુ. | ઔરંગજેબ ને જશવંતસિંગ. જશવંતસિંગ હા. | ૧૬૫૮ |
| આગ્રા. | ઔરંગજેબ ને દારા. દારા હાર્યો. | ૧૬૫૮ |
| આલાહાબાદ. | ઔરંગજેબ ને શુજા. શુજા હાર્યો. | ૧૬૫૮ |
| અજમેર. | ઔરંગજેબ ને દારા. દારા હાર્યો. | ૧૬૫૯ |
| આગ્રા. | મોઆજીમ ને આજીમ. આજીમ હાર્યો. | ૧૭૦૮ |

| | | |
|---|---|---|
| ભોપાળ. | બાજીરાવ ને નિજામુલમુલ્ક. નિજામુલમુલ્ક હા. | ૧૭૩૬ |
| કર્નાલ. | શાહજાદો અહંમદ ને અહંમદશાહ અબ્દલી. અબદલી હાર્યો. | ૧૭૪૮ |
| મદ્રાસ. | અંગ્રેજ ને ફ્રેંચ. ફ્રેંચ જીત્યા. | ૧૭૪૬ |
| બાહુર. | અંગ્રેજ ને ફ્રેંચ. ફ્રેંચ જીત્યા. | ૧૭૫૧ |
| અર્કાટ. | ક્લાઇવ ને શાહજાદારાજા સાહેબ.રાજાસાહેબહા. | ૧૭૫૨ |
| પ્લાસી. | ક્લાઇવ ને સુરાજઉદ્દૌલા.સુરાજઉદ્દૌલા હાર્યો. | ૧૭૫ં૭ |
| વાંદીવાસ. | કૂટ ને બુસી. બુસી હાર્યો. | ૧૭૬૦ |
| ઉદગીર. | મરાઠા ને નિજામ. નિજામ હાર્યો. | ૧૭૬૦ |
| પાંદીચેરી. | અંગ્રેજ ફ્રેંચ. ફ્રેંચ હાર્યા. | ૧૭૬૧ |
| પાણીપત. | અહંમદશાહ અબ્દલી ને મરાઠા. મરાઠા હાર્યા. | ૧૭૬૧ |
| ઘેરીઆ. | અંગ્રેજ ને મીરકાસમ. મીરકાસમ હાર્યો. | ૧૭૬૪ |
| બકસર. | અંગ્રેજ ને શાહઆલમ તથા અયોધ્યા ને બંગાળાના નવાબ. અંગ્રેજ જીત્યા. | ૧૭૬૪ |
| ગ્વાલિયર. | પોફ્હામ ને સિંધિઆ. સિંધિઆ હાર્યો. | ૧૭૮૧ |
| પોલીલોર. | હૈદર ને એલી. એલી હાર્યો. | ૧૭૮૧ |
| કુર્દલા. | મરેઠા ને નિજામ. નિજામ હાર્યો. | ૧૭૯૫ |
| શ્રીરંગપટણ. | અંગ્રેજ ને ટીપુ. ટીપુ મરાયો. | ૧૭૯૯ |
| આસાઇ. | વેલ્સલી ને સિંધિઆ. સિંધિઆ હાર્યો. | ૧૮૦૩ |
| આરગામ. | વેલ્સલી ને ભોંસલા. ભોંસલા હાર્યો. | ૧૮૦૩ |
| અલીગઢ. | લેક ને સિંધિઆ. સિંધિઆ હાર્યો. | ૧૮૦૩ |
| લાસવારી. | " " " " | ૧૮૦૩ |
| ભરતપુર. | ભરતપુરનો રાજા ને લેક. લેક હાર્યો. | ૧૮૦૪ |

| | | |
|---|---|---|
| ખડકી. | અંગ્રેજ ને બાજીરાવ. બાજીરાવ હાર્યો. | ૧૮૧૭ |
| સીતાબલ્દી. | અંગ્રેજ ને ભોંસલા. ભોંસલા હાર્યો. | ૧૮૧૭ |
| માહીદપુર. | અંગ્રેજ ને હોલ્કર. હોલ્કર હાર્યો. | ૧૮૧૭ |
| ભરતપુર. | અંગ્રેજ ને ભરતપુરનો રાજા. ભરતપુરનો રાજાહા. | ૧૮૨૫ |
| મિઆણી. | અંગ્રેજ ને સિંધના અમીર. અમીર હાર્યા. | ૧૮૪૩ |
| હૈદરાબાદ. | " " | ૧૮૪૩ |
| પનીઆર. | અંગ્રેજ ને સિંધિયા. સિંધિયા હાર્યો. | ૧૮૪૩ |
| મહારાજપુર. | " " | ૧૮૪૩ |
| મુડકી. | અંગ્રેજ ને શીખ. શીખ હાર્યા. | ૧૮૪૫ |
| અલીવાલ. | " " | ૧૮૪૫ |
| ફીરોજપુર. | " " | ૧૮૪૫ |
| સોબ્રાઓન. | " " | ૧૮૪૫ |
| રામનગર. | " " | ૧૮૪૮ |
| ચીલીયનવાલા. | " " | ૧૮૪૯ |
| ગુજરાત. | " " | ૧૮૪૯ |

## અગ્રેજ ને દેશી રાજ્યો વચે થએલી સંધીઓ.

| **ક્યાં આગળ.** | **કોની કોની વચે.** | **સાલ.** | **મુખ્ય ઠરાવ.** |
|---|---|---|---|
| મદ્રાસ. | હૈદર ને અંગ્રેજ. | ૧૭૬૯ | એક બીજાનો લીધેલો મુલક પાછો આપવો ને સંકટ સમયે સહાય કરવી. |
| સાલબાઇ. | અંગ્રેજ ને મરાઠા. | ૧૭૮૨ | અંગ્રેજને સાષ્ટી ને વસાઇ આપવાં ને રઘુનાથરાવને પેનશન આપવું. |
| માંગલૂર. | અંગ્રેજ ને ટીપુ. | ૧૭૮૪ | એક બીજાનો લીધેલો મુલક પાછો આપવો. |
| શ્રીરંગપટણ. | અંગ્રેજ ને ટીપુ. | ૧૭૯૨ | ટીપુએ અરધું રાજ ને |

લઢાઈના ખર્ચ પેટે ત્રણ કરોડ રૂપીઆ આપવા.

વસાઇ. અંગ્રેજ ને બાજીરાવપેશ્વા. ૧૮૦૨ અંગ્રેજે બાજીરાવને ગાદીએ બેસાડવો ને અંગ્રેજી લશ્કર પુનામાં રહે ને તેનું ખર્ચ બાજીરાવ આપે.

સીરજીઅંજેગામ. અંગ્રેજ ને સિંધિઆ. ૧૮૦૩ સિંધિઆએ જમનાંની ઉત્તરનો મુલક આપવો તથા યુરોપી નોકર રાખવા નહીં.

દેવગામ. અંગ્રેજ ને ભોંસલા. ૧૮૦૩. ભોંસલાએ ઓરીસા આપવો અને યુરોપી નોકર રાખવા નહીં તથા અંગ્રેજી લશ્કર નાગપુરમાં રાખવું.

પુના. અંગ્રેજ ને પેશ્વા. ૧૮૧૭. અંગ્રેજી લશ્કરના ખર્ચ બદલ મુલક આપવો અને પરરાજ્યો ઉપરના દાવા અંગ્રેજ મારફત ચૂકવવા.

યાન્ડાબ. અંગ્રેજ ને બ્રહ્મીરાજા. ૧૮૨૬. આશામ ને આરાકાન અંગ્રેજને આપવા. ને લઢાઇના ખર્ચ બદલ એક કરોડ રૂપીઆ આપવા.

લાહોર. સીખ ને અંગ્રેજ. ૧૮૪૫. લઢાઈના ખર્ચ બદલ દોઢ કરોડ રૂપીઆ આપવા તથા જાલંદર દુઆબ આપવો.

---

## અંગ્રેજને દેશી રાજ્યો વચે લઢાઇઓ થવાનાં કારણ.

બંગાળાના નવાબ સુરાજુદલા. ૧૭૫૭. સુરાજુદલાએ કલકત્તા લેઇ અંગ્રેજોને કોટડીમાં પુરી માર્યાં, તેનું વેર લીધા પછી પોતાના પક્ષનાને ગાદીએ બેસાડવા.

મીરકાસમ બંગાળાનો નવાબ. ૧૭૬૩. નવાબે દેશી વેપારીઓ પા સેથી દાણ લેવું બંધ કર્યું તેથી અંગ્રેજ વેપારીઓને હાની પહોંચી તથા મીરકાસમ લઢાઇની તૈયારી કરતો હતો માટે.

હૈદરસાથે ૧ લી. ૧૭૬૭. હૈદરને નરમ કરવા અંગ્રેજ, મરાઠા ને નીજામે લઢાઇ કરી.

મરાઠા સાથે ૧ લી. ૧૭૭૮. મરાઠા ફ્રેંચોને નોકર રાખી લશ્કર કે- ળવતા હતા ને ફ્રેંચ અંગ્રેજના દુશ્મન હતા તેથી પેશ્વા- ની ગાદીએ પોતાના તરફના રઘુનાથરાવને બેસાડવા માટે.

હૈદર સાથે ૨ જી. ૧૭૮૦. હૈદર ઉપર મરાઠાએ ચઢાઈ કરી ત્યારે ૧ લી લઢાઇમાં થએલી સંધીના ઠરાવ પ્રમાણે અંગ્રેજે મદદ કરવી જોઇએ તે ન કરી તેથી હૈદરે લઢાઈ કરી.

ટીપુ સાથે ૧ લી. ૧૭૯૨. મંગલુરની સંધી પ્રમાણે ટીપુ અંગ્રેજનો મિત્ર હતો છતાં અંગ્રેજે નિજામને અંગ્રેજના મિત્રોની યા- દી આપી તેમાં ટીપુનું નામ નહોતું તેથી ટીપુ અંગ્રેજો ઉપર બળવા લાગ્યો. વળી તેણે અંગ્રેજના મિત્ર ત્રાવણ- કોરના રાજ્ય ઉપર હલ્લો કર્યો માટે.

ટીપુ સાથે ૨ જી. ૧૭૯૯. ટીપુએ ફ્રેંચના પાદશાહ સાથે પત્રવ્યવ- હાર ચલાવ્યો તથા અંગ્રેજ સાથે લઢવાની તૈયારી કરીને અંગ્રેજોને અપમાન લાગે એમ વરત્યાથી.

મરાઠા સાથે ૨ જી. ૧૮૦૩. અંગ્રેજે વસાઇ મુકામે બાજીરાવ સાથે સંધી કરી પુનામાં અંગ્રેજી લશ્કર રાખી મરેઠાની સ્વ- તંત્રતામાં હાથ ઘાલ્યો. તે ભોંસલા અને સિંધિઆને ગ- મ્યું નહિ તેથી મરાઠાએ લઢાઇ કરી.

નેપાળ સાથે. ૧૮૧૪. નેપાળી લોક અંગ્રેજી મુલકમાં લુટફાટ કરી

ત્યાં પોતાના થાણાં રાખવા લાગ્યા તથા અંગ્રેજના મિત્ર સીકીમના રાજાનો મુલક દબાવ્યો તેથી.

પીંઢારા. ૧૮૧૭. એ લૂટારા લોક અંગ્રેજી મુલકમાં લૂટ કરી રૈયતને પીડતા હતા માટે.

મરાઠા સાથે ૩ જી. ૧૮૧૭. પેશ્વા, ભોંસલા ને હોલ્કર ત્રણે પોતાની સ્વતંત્રતામાં અંગ્રેજે હાથ ઘાલ્યાથી લઢવાને તૈયાર થયા ને અંગ્રેજી લશ્કર ઉપર હુમલો કર્યો તેથી.

બ્રહ્મી ૧ લી. ૧૮૨૪. બ્રહ્મી લોકો આશામમાં થઇ અંગ્રેજી મુલક હેરાન કરવા લાગ્યા તેથી.

અફઘાન ૧ લી. ૧૮૩૯. અફઘાન અમીર રશિઆના પક્ષમાં ન જતાં આપણા પક્ષમાં આવે માટે વકીલ મોકલ્યો, પણ તે ન માન્યાથી તેની જગાએ અંગ્રેજી પક્ષના શાહશુજાને બેસાડવા માટે.

શીખ ૧ લી. ૧૮૪૪. શીખ લશ્કરે બેકેદ થઇ અંગ્રેજી મુલક ઉપર ચઢાઇ કરી માટે.

શીખ ૨ જી. ૧૮૪૮. બે અંગ્રેજ અમલદારોને મુલતાનમાં મારી નાંખી શીખ લોકે બળવો કર્યો માટે.

બ્રહ્મી ૨ જી. ૧૮૫૨. રંગુનના અંગ્રેજ વેપારીઓને પીડ્યા ને તે બાબતનો પાંસરો જવાબ ન આપતાં અંગ્રેજ સરકારનું અપમાન કર્યું તેથી.

સિપાઇઓનો બળવો. ૧૮૫૭. સિપાઈઓને કારતુસ આપી તેમાં ચરબી ચોપડી છે એવો વહેમ પેઠાથી તથા દેશી રાજાઓ અપુત્ર મરે તેનાં રાજ્ય ખાલસા કરવા માંડ્યાથી.

અફઘાન ૨ જી. ૧૮૭૮. અમીરને અંગ્રેજી પક્ષમાં લેવાને જે વકીલ મોકલ્યો તેને પેસવા દીધો નહી ને રશિયન વકીલને કાબુલમાં માન આપ્યું તેથી.

# દિલ્લીના મુસલમાન પાદશાહોની વંશાવળી.

## ગુલામ વંશ.

| પાદશાહનુંનામ. | ગાદીએબેઠાનીસાલ. |
|---|---|
| કુતબુદીન. | ૧૨૦૬ |
| આરામ. | ૧૨૧૦ |
| અલ્તમશ. | ૧૨૧૧ |
| રૂક્નુદીન. | ૧૨૩૬ |
| રજીઆબેગમ. | ૧૨૩૬ |
| મવઝુદીન. | ૧૨૩૯ |
| મસાઉદ. | ૧૨૪૧ |
| નાસરૂદીન. | ૧૨૪૬ |
| બલબન. | ૧૨૬૬ |
| કૈકુબાદ. | ૧૨૮૭ |

## ખીલજી વંશ.

| | |
|---|---|
| જલાલુદીન. | ૧૨૯૦ |
| અલ્લાઉદીન. | ૧૨૯૫ |
| કાફુર. | ૧૩૧૫ |
| મુબારક. | ૧૩૧૬ |
| ખુશરૂ. | ૧૩૨૦ |

## તઘલખ વંશ.

| | |
|---|---|
| ગ્યાસુદીન. | ૧૩૨૦ |
| મહંમદ | ૧૩૨૪ |
| નાસરૂદીન. | ૧૩૫૧ |
| ગ્યાસુદીન. | ૧૩૮૮ |
| અબુબકર. | ૧૩૮૯ |
| નાસરૂદીન. | ૧૩૯૦ |
| મહમંદ. | ૧૩૯૪ |

## સૈયદ વંશ.

| | |
|---|---|
| ખીજરખાં. | ૧૪૧૪ |
| મુબારક. | ૧૪૨૧ |
| મહંમદ. | ૧૪૩૩ |
| અલ્લાઉદીન. | ૧૪૪૨ |

## લોદી વંશ.

| | |
|---|---|
| બહિલોલ. | ૧૪૫૦ |
| સિકંદર. | ૧૪૮૮ |
| ઇબ્રાહીમ. | ૧૫૧૬ |

## મોગલ વંશ.

| | | |
|---|---|---|
| બાબર. | ૧૫૨૬ | |
| હુમાયું. | ૧૫૩૦ | |
| શેરખાં. | ૧૫૪૦ | પઠાણ રાજા સૂર વંશ. |
| સલીમશાહ. | ૧૫૪૫ | પઠાણ રાજા સૂર વંશ. |
| આદીલી. | ૧૫૫૩ | પઠાણ રાજા સૂર વંશ. |
| હુમાયુ. | ૧૫૫૬ | |
| અકબર. | ૧૫૫૬ | |
| જહાંગીર. | ૧૬૦૫ | |
| શાહજહાં. | ૧૬૨૭ | |
| ઔરંગજેબ. | ૧૬૫૮ | |
| બહાદુરશાહ. | ૧૭૦૭ | |
| જહાંદરશાહ. | ૧૭૧૨ | |
| ફરોકશીર. | ૧૭૧૩ | |
| મહમદશાહ. | ૧૭૧૯ | |
| અહમદશાહ. | ૧૭૪૮ | |
| આલમગીર. | ૧૭૫૪ | |

| | | | |
|---|---|---|---|
| શાહઆલમ. | ૧૭૫૯ | બહાદુરશાહ. | ૧૮૩૭ |
| અકબર બીજો. | ૧૮૦૬ | | |

## અકબર બાદશાહ થયો તે વખતે સ્વતંત્ર દેશીરાજ્યો હતાં તેની વંશાવળી.

| બાદશાહનાં નામ. | ગાદીએ બેઠાની સાલ. |
|---|---|
| **બ્રાહ્મણી રાજા.** | |
| હુસેનગંગુ | ૧૩૪૭ |
| મહંમદ. | ૧૩૫૮ |
| મુજાહિદ. | ૧૩૭૫ |
| દાઉદ. | ૧૩૭૮ |
| મહંમુદ. | ૧૩૭૮ |
| ગ્યાસુદીન. | ૧૩૯૭ |
| સમસુદીન. | ૧૩૯૭ |
| ફીરૂજ. | ૧૩૯૭ |
| અહમદ. | ૧૪૨૨ |
| અલ્લાઉદીન. | ૧૪૩૫ |
| હુમાયુ. | ૧૪૫૭ |
| નિજામ. | ૧૪૬૧ |
| મહંમદ. | ૧૪૬૩ |
| મહંમુદ. | ૧૪૮૨ |
| અહંમદ. | ૧૫૧૮ |
| અલ્લાઉદીન. | ૧૫૨૦ |
| વાલી. | ૧૫૨૨ |
| કલીમ. | ૧૫૨૬ |
| **વિજાપુરના રાજા.** | |
| આદિલશાહ. | ૧૪૮૯ |
| ઈસ્માયલ. | ૧૫૧૦ |
| મલ્લુ. | ૧૫૩૪ |
| ઇબ્રાહિમ. | ૧૫૩૫ |
| અલી. | ૧૫૫૭ |
| ઇબ્રાહિમ. | ૧૫૭૯ |
| **અહંમદનગરના રાજા.** | |
| અહંમદશાહ. | ૧૪૯૦ |
| બુરહાન. | ૧૫૦૮ |
| હુસેન. | ૧૫૫૩ |
| મુર્તિજા. | ૧૫૬૫ |
| મિરાનહુસેન | ૧૫૮૮ |
| ઈસ્માયલ. | ૧૫૮૮ |
| બુરહાન. | ૧૫૯૦ |
| ઇબ્રાહિમ. | ૧૫૯૪ |
| અહંમદશાહ. | ૧૫[illegible] |
| બહાદુર. | ૧૫૯૫ |
| **ગોવળકોંડાના રાજા.** | |
| કુતુબશાહ. | ૧૫૧૨ |
| જમશિદ. | ૧૫૩૪ |

| | |
|---|---|
| સુભાનકુલી. | ૧૫૫૦ |
| ઇબ્રાહિમ. | ૧૫૫૦ |
| મહંમદકુલી. | ૧૫૯૦ |

### વરાડના રાજા.

| | |
|---|---|
| ફતેહુલા. | ૧૪૮૪ |
| અલ્લાઉદીન. | ૧૫૦૪ |
| દેરિઆ. | ૧૫૨૯ |
| બુરહાન. | ૧૫૬૦ |
| તુફાલ. | |

### બેદરના રાજા.

| | |
|---|---|
| કાસિમ. | ૧૪૯૮ |
| અમીર. | ૧૫૦૪ |
| અલી. | ૧૫૪૯ |
| ઈબ્રાહિમ. | ૧૫૬૫ |
| કાસિમ. | ૧૫૬૮ |
| મિર્ઝાઅલી. | ૧૫૭૨ |
| અમીર. | |

### ગુજરાતના રાજા.

| | |
|---|---|
| મુજફ્ફરશાહ. | ૧૩૯૬ |
| અહંમદશાહ. | ૧૪૧૨ |
| મહંમદશાહ. | ૧૪૪૩ |
| કુતુબશાહ. | ૧૪૫૧ |
| દાઉદશાહ. | ૧૪૫૯ |
| મહંમદબેગડો. | ૧૪૫૯ |
| મુજફ્ફરશાહ. | ૧૫૧૧ |
| સિકંદરશાહ. | ૧૫૨૬ |
| મહંમદશાહ. | ૧૫૨૬ |
| બહાદુરશાહ. | ૧૫૨૬ |
| મીરાનમહંમદ. | ૧૫૩૬ |
| મહંમદશાહ. | ૧૫૫૩ |
| અહંમદશાહ. | ૧૫૬૧ |
| મુજફ્ફરશાહ. | ૧૫૬૧ |

### માળવાના રાજા.

| | |
|---|---|
| દિલાવરઘોરી. | ૧૪૦૧ |
| હુસંગગોરી. | ૧૪૦૫ |
| મહંમદ. | ૧૪૩૨ |
| મહમુદખીલજી. | ૧૪૩૫ |
| ગ્યાસુદીન. | ૧૪૮૨ |
| નાસરૂદીન. | ૧૫૦૦ |
| મહંમદ. | ૧૫૧૨ |

### જવાનપુરના રાજા.

| | |
|---|---|
| ખાજાજહાં. | ૧૩૯૪ |
| મુબારીક. | ૧૩૯૯ |
| ઇબ્રાહિમ. | ૧૪૦૧ |
| મહંમદ. | ૧૪૪૦ |
| મહંમદ. | ૧૪૫૭ |
| હુસેન. | ૧૪૫૭ |

### બંગાળાના રાજા.

| | |
|---|---|
| ફકરૂદીન. | ૧૩૩૮ |
| અલ્લાઉદીન. | ૧૩૪૦ |
| શમસુદીન | ૧૩૪૨ |
| શિકંદર. | ૧૩૫૭ |
| ગ્યાસુદીન. | ૧૩૬૭ |
| સુલ્તાનો સુલ્તાન. | ૧૩૭૪ |
| શમસુદીન. | ૧૩૮૩ |
| રાજાકસ. | ૧૩૮૬ |
| જલાલુદીન. | ૧૩૯૨ |
| અહંમદ. | ૧૪૦૯ |

| | | | |
|---|---|---|---|
| નાસરૂદીન. | ૧૪૨૬ | નસરત. | ૧૫૧૧ |
| નાસર. | ૧૪૨૬ | મહંમદ. | ૧૫૩૪ |
| આબિક. | ૧૪૨૮ | શીરશાહ. | ૧૫૩૭ |
| યુસુફ. | ૧૪૪૫ | સીલીમ. | ૧૫૪૫ |
| ફતેહ. | ૧૪૬૧ | આદીલી. | ૧૫૪૮ |
| શાહજાદા. | ૧૪૮૧ | બહાદુર. | ૧૫૫૩ |
| ફિરૂજ. | ૧૪૮૧ | જલાલુદીન. | ૧૫૬૦ |
| મહંમદ. | ૧૪૯૩ | સુલેમાન. | ૧૫૬૩ |
| મુજફ્ફર. | ૧૪૯૪ | બાયજીદ. | ૧૫૭૩ |
| અલ્લાઉદીન. | ૧૪૯૭ | દાઉદ. | ૧૫૭૩ |

## કલકત્તાના ગવરનર અને જનરલો.

| ગવરનરનું નામ. | કયારે થયો તેની સાલ. |
|---|---|
| કલાઇવ. | ૧૭૫૮ |
| હેરીવેરેલસ્ત. | ૧૭૬૭ |
| જાનકાર્ટીયર. | ૧૭૬૯ |
| વારનહેસ્તિંગ્સ. | ૧૭૭૨ |
| **ગવરનર જનરલનું નામ.** | |
| વારનહેસ્તિંગ્સ. | ૧૭૭૪ |
| સર જાન મેકફર્સન. | ૧૭૮૫ |
| લાર્ડ કાર્નવાલીસ. | ૧૭૮૬ |
| સરજાન શોર. | ૧૭૯૩ |
| સર એલ્યુર્ડ કલાર્ક | ૧૭૯૮ |
| લાર્ડ વેલસ્લી. | ૧૭૯૮ |
| લાર્ડ કાર્નવાલીસ. | ૧૮૦૫ |
| સર જ્યોર્જ બાર્લો. | ૧૮૦૫ |
| લાર્ડ મિન્ટો. | ૧૮૦૬ |
| લાર્ડ હેસ્તિંગ્સ. | ૧૮૧૫ |
| જાન આડમ. | ૧૮૨૩ |
| લાર્ડ આમહર્સ્ટ. | ૧૮૨૩ |
| લાર્ડ વિલિયમબેંટિક. | ૧૮૨૮ |
| સરચાર્લ્સ મેટકાફ. | ૧૮૩૫ |
| લાર્ડ આકલાંડ. | ૧૮૩૬ |
| લાર્ડ એલનબરો. | ૧૮૪૨ |
| લાર્ડ હાર્ડિંજ. | ૧૮૪૪ |
| લાર્ડ દલહૌસી. | ૧૮૪૮ |
| લાર્ડ કાનિંગ. | ૧૮૫૬ |
| **વાયસરાયનું નામ.** | |
| લાર્ડ કાનિંગ. | ૧૮૫૮ |
| લાડ એલજીન. | ૧૮૬૨ |
| લાર્ડ લારેન્સ. | ૧૮૬૪ |
| લાર્ડ મેયો. | ૧૮૬૯ |
| લાર્ડ નાર્થબ્રુક. | ૧૮૭૨ |
| લાર્ડ લીટન. | ૧૮૭૬ |
| લાર્ડ રીપન. | ૧૮૮૦ |
| લાર્ડ ડફરીન. | ૧૮૮૫ |

# નામાંકિત પુરૂષોની હકીકત.

**રામ.**—અયોધ્યાના રાજા દશરથના પાટવી કુંવર હતા. એમણે પોતાના પિતાનું વચન પાળવાને પોતાની સ્ત્રી તથા ભાઇ લક્ષ્મણ સાથે બાર વરસ વનવાસ ભોગવ્યો. નાસીક પાસે વનમાં ઝુંપડી બાંધી રહેતા હતા ત્યાંથી લંકાના રાજા રાવણે સીતાને હરણ કરી. રામ શોધ કરતા કરતા વનમાં ગયા, ને રાવણને હરાવી સીતાને પાછી લાવ્યા ને અયોધ્યે ગયા. અને ગાદીએ બેઠા. એ રામ રાજા છતાં માત્ર એકજ સ્ત્રી પરણ્યા હતા અને એ સ્ત્રીનું હરણ થયું તોપણ મહાકષ્ટ વેઠી તેને પાછી મેળવી. રાજા થયા પછી સીતાને ઘરમાં ઘાલ્યા બાબત લોક ચરચા શતી સાંભળી વનમાં એકલી કહાડી મૂકી. પણ સીતા પવિત્ર હતી તેની ખાતરી થવાથી તેને ફરીને ઘેર લાવ્યા, તોપણ છેવટ સુધી એક પત્નિવ્રત પાળ્યું એવા નીતિમાન રાજા હતા. એ મહા પરાક્રમી ને સહનશીલતાવાળા, રાજ્ય ચલાવવામાં કુશળ ને રૈયતને ન્યાય ને સુખ આપવામાં ખંતીલા હતા. રામ ખાનગી ગૃહસ્થ રીતે કે રાજા તરીકે સર્વોત્તમ હોવાથી લોકો તેમને ઇશ્વરનો અવતાર માની પુજ્યભાવથી પુજે છે. રામનું ચરિત્ર રામાયણમાં છે.

**પાંડવ કૌરવ.**—દિલ્લી પાસે હસ્તિનાપુર શહેર હતું ત્યાંના રાજા ધૃતરાષ્ટ્રને સો કુંવર હતા. તે કૌરવો ને ધૃતરાષ્ટ્રના ભાઈ પાંડુના પાંચ દીકરા પાંડવ કહેવાના. કૌરવોમાં દુર્યોધન મોટો હતો. ને યુધિષ્ટિર, ભીમ, અર્જુન, નિકુલ ને સહદેવ એ પાંચ પાંડવો હતા. પાંડવો કૌરવો વચ્ચે રાજ્ય ભાગ માટે લઢાઈ ઉઠી. પાણીપત (કુરૂક્ષેત્ર) ના રણમાં ૧૮ દીવસ યુદ્ધ ચાલ્યું, તેમાં બધા કૌરવો મ-

શયા તથા બંને પક્ષનું ઘણું સૈન્ય મરાયું. આ હકિકત મહાભારતમાં છે.

**કૃષ્ણ.**—એ મથુરાંના રાજા કંસના ભાણેજ હતા. એમણે કંસને મારીને મથુરાંનુ રાજ્ય લીધું. પણ કંસના પક્ષમાં મગધ (બહાર પ્રાંત) નો રાજા જરાસંઘ કૃષ્ણનો દુશ્મન હતો. તેની સાથે વારંવાર યુદ્ધ થવા લાગ્યાથી થાકીને કૃષ્ણે ગુજરાતમાં આવીને દ્વારકાં વસાવી ત્યાં રાજ્યધાની કરી. મહાભારતના યુદ્ધમાં કૃષ્ણે પાંડવોનો પક્ષ પકડયો હતો અને મુખ્યત્વે તેમનીજ સહાય અને સલાહથી પાંડવો જીત્યા હતા. એ લઢાઇ વખતે પોતાના સગા સ્નેહી ને ગુરૂને મારતાં અર્જુનનું દીલ ઉઠી ગયાથી તેને ઉપદેશ આપ્યો છે. એ ઉપદેશનું ભગવત ગીતાનું પુસ્તક બહુ જ્ઞાનમાર્ગ ને તત્વજ્ઞાનથી ભરેલું છે. કૃષ્ણ રાજ્ય ચલાવવામાં કુશળ, યુદ્ધમાં પ્રવિણ, જ્ઞાની ને રાજ્યનીતિજ્ઞ મહા પુરૂષ હોવાથી લોકો એમને પણ ઈશ્વરનો અવતાર માની પુજ્ય ભાવથી પુજે છે.

**મહંમદ ગીજની.**—એ ગીજનીનો સુલતાન બહુ ધર્માંધ હતો. એણે હિંદ ઉપર સતર સ્વારીઓ કરી મુલકો લુંટયા, દેવસ્થાનો તોડયાં ને વટાળ્યાં. પણ પોતાનું રાજ્ય ચલાવવામાં તે ન્યાયી ને કુશળ હતો. રાજ્યનો બંદોબસ્ત રાખતો, ઈનસાફ કરતો ને વિદ્વાનોને ઉત્તેજન આપતો હતો. તે બહુ લોભી હતો પણ તે વિના કારણ નિર્દયતાનાં કામ કરતો નહોતો. તે શરીરે મજબુત ને સ્વભાવે હસમુખો હતો.

**શાહબુદીન ઘોરી.**—એ બહાદુર પણ રાજ્ય લોભી ને કપટી હતો: એણે હિંદમાં રાજ્ય મેળવવાને નવ સ્વારીઓ કરી. અને એક પછી એક એમ રજપુત રાજ્યો જીતી લીધાં. કનોજનો રાજા જયચંદ જેણે પ્રથુરાજ ઉપરનું પોતાનું વેર વાળવાને શાહબુદીનને બો-

લાવ્યો હતો તેનુંજ રાજ્ય શાહબુદીને જીતી લીધું. એણે રાજ્ય જી-ત્યું, પણ તેણે રાજ્ય રૂપી ઇમારતનો પાયો મજબુત નહિ ચણ્યાથી તેના મુવા પછી તેનાજ સરદારો સ્વતંત્રપણે રાજા થઈ પડ્યા.

**અલ્લાઉદ્દીન.**—એના વખતમાં હિંદનો ઘણો ભાગ મુસલમાની રાજ્યમાં આવ્યો. એણે મુલકો જીત્યા, લૂટ્યા, ને સાચવ્યા. એ બહુ બહાદુર ને હીમતવાન પણ કપટી, અદેખો, રાજ્યલોભી ને નિર્દય હતો. અને એજ કારણથી એને અલાદીયા ખુનીનું ઉપનામ યોગ્યજ મળ્યું છે.

**મહંમદ તુઘલક.**—એ વિદ્વાન ને બહાદુર પણ અવિચારી, સ્વછંદી ને ગાંડા વિચારનો હતો. એના વખતમાં મુસલમાની રાજ્ય સૌથી વધારે વિસ્તારવાળું છતાં તેના અવિચારથી ખજાનો ખાલી થયો. રાજ્યના પ્રાંતોના સૂબા સ્વતંત્ર થઇ ગયા ને એના જુલમથી ને અવિચારી ગાંડા વિચારથી એની રૈયત પાયમાલ થઇ. વળી મુલકના સુબા ને લશ્કર બેફેદ થવાથી ને બાદશાહના નિર્દય સ્વભાવથી લાખો માણસોના પ્રાણ ગયા ને મુલક વેરાન થઇ ગયો.

**તૈમુર.**—એ સમરકંદનો મોગલ રાજા હતો. એણે હિંદ ઉપર ૧૩૯૮ માં સ્વારી કરી ત્યારે તુઘલક વંશનો છેલ્લો મહંમદ પાદશાહ હતો. તેને હરાવીને દિલ્લી જીતીને લૂટી. એ વીજળીને વેગે આવ્યો ને એવોજ ઝડપથી ચાલ્યો ગયો. એ રીતે આખા એશિઆમાં ને યુરોપમાં દાન્યુબ નદી સુધી પહોંચી વળ્યો હતો. એ બહાદુર લડવૈયો પણ જુલમી ને ઘાતકી હતો.

**બાબર.**—એ તૈમુરથી છઠ્ઠી પેઢીએ નાનપણમાં ફરઘાનમાં ગાદીએ બેઠો. સમરકંદ જીત્યું પણ તે ખોઇ કાબુલમાં ગાદી કરી અને ત્યાંથી આવી ૧૫૨૬ માં પાણીપતમાં ઇબ્રાહીમ લોદીને હરા-

થી હિંદ જીત્યું. એ લઢાઇમાં બહાદુર, સંકટ સમયે ધીરજવાન ને રાજ્ય ચલાવવામાં કુશળ હતો. એ શરીરે મજબુત ને સ્વભાવે ઉદ્યોગી હતો. એણે પ્રસંગાનુસાર કઠોરતા કરી છે છતાં તેનો જાતિ સ્વભાવ નિર્દય નહોતો.

**અકબર.** એના દાદા બાબરની પેઠે એ પણ તેર વરસની કાચી વયે પાદશાહ થયો. એના બાપની સાથે એ સંકટમાં ઉછર્યાથી એ સંકટ ખમવામાં ધીરજવાળો થયો હતો. એ લઢાઇમાં શૂરો ને રાજ્ય ચલાવવામાં કુશળ હતો. એનો સ્વભાવ સ્વતંત્ર હોવાથી એની પ્રજાને પણ ધર્મની બાબતમાં સ્વતંત્રતા આપી. બીજા મુસલમાન પાદશાહોની માફક એણે પરાયા ધર્મના ઉપર જુલમ કર્યો નહિ. નોકરી આપવામાં સઘળી પ્રજાને સરખા હક આપ્યા. રૈયત સુખી ને આબાદ થાય એવા ઉપાયો કર્યાં. હિંદુઓ ઉપરથી જજીઆ વેરો કહાડી નાંખ્યો. એ પ્રમાણિક ને નિષ્પક્ષપાત હતો. એની સઘળી પ્રજા એના ઉપર ખુશી છતાં એના શત્રુ એનાથી ડરતા એટલો એનો દાબ હતો. એણે હિંદુઓમાં બાળલગ્ન બંધ કર્યાં; પુનર વિવાહની છુટી આપી ને સતી થવાની બંધી કરી. એના વજીર રાજા ટોડરમલે જમીનની માપણી કરાવી વીઘોટી નક્કી કરી હતી. એનો દીવાન અબુલફજલ વિદ્વાન હતો. એણે "અઇને અકબરી" નામનું અકબરના ઇતિહાસનું પુસ્તક લખ્યું છે. ફૈજી એ અબુલફજલનો ભાઇ હતો. એ પણ બહુ ભાષા જાણનારો વિદ્વાન હતો. મહાભારત ને રામાયણનો ફારસીમાં તરજુમો કરનાર એ હતો. રાજા માનસિંગ ને બીરબલ એ બહાદુર સરદારો હતા. એનો ગવૈયો તાનસેન ને કવિ ગંગ એ પણ બહુ પ્રખ્યાત છે. હિંદના પાદશાહોમાં સૌથી મહાન પાદશાહ અકબર થઇ ગયો છે.

**ઔરંગજેબ.**—એ પણ અકબરના જેવો મહાન પાદશાહ હતો. પણ બંનેના સ્વભાવ જુદા હતા. અકબર દયાળુ, નિષ્પક્ષપાત, ને બધી પ્રજાને સમાન ભાવથી જોનારો ખુલ્લા દીલનો હતો- ઔરંગજેબે કપટથી ને પોતાના પિતાને કેદ કરીને તથા ભાઇ ભત્રીજાને મારી નાંખીને રાજ્ય મેળવ્યું. એને કોઇનો પણ વિશ્વાસ નહોતો. પોતે જેવો હોય તેવી દુનીઆને દેખે, એ કહેવત પ્રમાણે પોતે બધાને અવિશ્વાસની નજરથી જોતો. એ નિર્દય, કપટી ખટપટીઓ ને ધર્માંધ હતો. એણે હિંદુઓ ઉપર જજીઆ વેરો નાંખ્યો, હિંદુઓને મોટી નોકરીમાંથી બાતલ કર્યા ને હિંદુઓ ઉપર અણવિશ્વાસ બતાવ્યાથી એની હિંદુ પ્રજા સામી થઇને મરતા સુધી એની સાથે લઢી. તેથી એનું બળ ક્ષીણ થતું ગયું. એણે મોગલાઇ રાજ્ય વધાર્યું, પણ એના મૂળમાં સળો ઘાલ્યો, તેથી એના નબળા વંશજોના વખતમાં એ રાજ્ય પાયમાલ થયું. એ લઢાઇમાં શૂરો ને સંકટ સમયે ધીરજવાળો ને યુક્તિબાજ પહોંચેલો હતો. પણ રાજ્ય લોભ ને ધર્માંધ રાજ્યનીતિથી એ વખોડાયો છે.

**શિવાજી.**—ઔરંગજેબનો સામેવાળીઓ મરેઠી રાજ્ય સ્થાપનાર શિવાજી હતો. એ પણ એના જેવોજ કપટી, રાજ્યનીતિજ્ઞ ને પહોંચેલો હતો. એણે હિંદુઓમાં ધર્માભિમાન ને એક પ્રજાભાવ ઉત્પન્ન કર્યો. ઔરંગજેબ જેવા જોરાવર પાદશાહના વખતમાં એણે મરેઠી રાજ્ય સ્થાપ્યું ને તે એના મુવા પછી ટક્યું ને આબાદ થયું, ને ઉપરથી જણાય છે કે એણે રાજ્યનો પાયો મજબુત નાંખ્યો હતો. એ પરરાજ્યો લૂટતો ને પ્રસંગોપાત છળ કપટ કરતો, તો પણ એના રાજ્યનો બંદોબસ્ત એણે સારો રાખ્યો હતો. બાપના વખતનું

કાંઇ પણ રાજ્ય નહોતું-માત્ર એક નાની જાગીર હતી, તેમાંથી એક મોટા રાજ્યની ઇમારત થઈ. અને તે પણ મહાન મોગલ પાદશાહ-ની પુર ચઢતીના સમયમાં, એ કાંઇ નાની સુની વાત નહોતી. એવું મહાભારત કામ પુરૂં કરવામાં પ્રસંગાનુકુળ એને છળકપટ કરવું પ-ડ્યું તે એને માફ થઇ શકે એવું છે. ઔરંગઝેબ જેવા કપટી ને ધ-ર્માંધ મુસલમાનોના બળ વચ્ચે બચવાને એને એ સિવાય બીજો ર-સ્તોજ નહોતો.

**બાજીરાવ ૧ લો.**—મરેઠી રાજ્યને મજબુત ને વિસ્તીર્ણ ક-રી મોગલોની પડતીનું મંડાણ કરનાર બહાદુર નર એ હતો. મરેઠા રાજમાં શિવાજી ને બ્રાહ્મણ પેશ્વામાં બાજીરાવ એ મરેઠાઓમાં મહા-ન પુરૂષ થઈ ગયા. બાજીરાવ બુદ્ધિવાન, શૂરો, આગ્રહી ને રાજ્યની-તિજ્ઞ હતો. બાળાજી વિશ્વાનાથના બે દીકરામાં એ વડો હતો. એણે પેશ્વાનું બળ એટલું વધાર્યું કે પેશ્વાઇ એના વખતમાં વંશ પરંપરા-ની થઇ. એને બાળાજી, રઘુનાથરાવ, ને સમશેર બહાદુર એ ત્રણ દીકરા હતા; પાણીપતના મેદાનમાં હારનાર સદાશિવભાઉ એ બાજી-રાવના ભાઈ ચીમનાજીનો દીકરો હતો.

**નિજામુલમુલ્ક.**—એને અસોફજા અથવા ચીનકીલીચખાં પ-ણ કહેતા. એણે હૈદરાબાદમાં નિજામનું રાજ્ય સ્થાપ્યું. ૧૭૨૦. એ ૧૦૪ વરસની વયે ૧૭૪૮ માં ગુજરી ગયો. બાજીરાવ પેશ્વાનો એ જબરો સામાવાળીઓ હતો. બાજીરાવે તેને ભોપાળ આગળ ૧૭૩૬ માં હરાવ્યો હતો.

**તારાબાઇ.**—એ શિવાજી મહારાજના બીજા દીકરા રાજારા-મની સ્ત્રી. એ બહુ બહાદુર હતી. રાજારામ મુવા પછી ઔરંગઝે-

ખ જેવા જોરાવર પાદશાહને હાથ મરેઠી રાજ્ય જતું અટકાવનાર એ બાઇ હતી.

**અહલ્યાબાઇ.**—હોલ્કરના રાજ્યનો મૂળ પુરૂષ મલ્હારરાવ હોલ્કરના દીકરાની સ્ત્રી હતી. પોતાના પતિના ગુજરવાથી એ બાઇએ હોલ્કરનું રાજ્ય બહુ હોંશીઆરીથી ચલાવ્યું. એ બાઇ બહુ પવિત્ર ને ધર્માત્મા હતી. રાજ્ય ચલાવવાનું ને ઈનસાફનું કામ પોતે કરતી ને લડાઇનું કામ એનો દત્તપુત્ર તુકાજીરાવ કરતો. પ્રભાસપાટણમાં સોમનાથનું હાલનું દેરૂં બંધાવનાર એ બાઇ છે. એ વખત એણે બીજાં પણ ઘણાં ધર્મક્ષેત્રો બંધાવ્યાં છે, તેથી એ બાઇને હજુ પણ લોકો પુજ્યભાવથી માન આપે છે.

**નાના ફડનવીસ.**—મરેઠામાં થએલા રાજ્યનીતિજ્ઞ પુરૂષોમાં એ છેલ્લો હતો. એ બુદ્ધિવાન, દીર્ઘદષ્ટીવાળો ને હોંશીઆર હતો. પણ લઢાઇના કામમાં તેવો નહોતો. અંગ્રેજોએ ચલાવેલી રાજ્યનીતિ વડે દેશી રાજ્યો અંગ્રેજી રક્ષણ નીચે જતાં હતાં, એ રાજ્યનીતિની વિરૂદ્ધ થનાર એ નર હતો. એ જીવ્યો ત્યાં સુધી મરેઠી રાજ્યોને પરતંત્ર થતાં એણે અટકાવ્યાં. બીજા માધવરાવને પક્ષે થઈ રઘુનાથરાવને પેશ્વાઇ મળતાં અટકાવનાર એ હતો. એ ઇ. સ. ૧૮૦૦માં મુવો, તે પછી મરેઠી રાજ્યો અંગ્રેજી છત્ર નીચે આવ્યાં.

**બાપુ ગોખલે.**—છેલ્લા બાજીરાવ પેશ્વાનો એ સેનાપતિ હતો. એ બહાદુર ને હીમતવાન હતો. પણ બાયલો બાજીરાવ એની સલાહ પ્રમાણે ધીરજ રાખી કામ કરતો નહિ. ખડકી ને કોરેગામની લઢાઇમાંથી ગોખલેની સલાહ વિરૂદ્ધ બાજીરાવ નાસી ગયો. આસ્ટીની લઢાઇમાંથી પણ એ નાઠાથી ગોખલે કંટાળ્યો ને છેવટે પોતે પોતા-

નાં માણસો સહીત છેવટ સુધી આસ્ટી આગળ લઢીને મરણ પામ્યો. ૧૮૧૮.

**નાદીરશાહ.**—એ ઈરાની પાદશાહ હતો. એણે કાબુલ જીતી હિંદઉપર ૧૭૩૯ માં ચઢાઈ કરી દિલ્હી લૂટીને ખરાબી કરી હતી.

**અહંમદશાહ અબદલ્લી.**—એ નાદીરશાહનો સરદાર હતો. નાદીર મુવા પછી એ કંદહારમાં સ્વતંત્ર પાદશાહ થયો ને હિંદ ઉપર છ વાર ચઢી આવી લૂટ ચલાવી. પંજાબ એના તાબામાં આવ્યો હતો, પણ એના વંશજોના વખતમાં એ પ્રાંત શીખના મહારાજા રણજીતસિંગે લીધો ને ત્યાં પોતે શીખ રાજ્ય સ્થાપ્યું.

**દુપ્લે.**—ફ્રેંચ તરફનો પાંદીચેરીનો ગવરનર હતો. એણે પ્રથમ હિંદમાં ફ્રેંચ રાજ્ય સ્થાપવાનો વિચાર કર્યો, ને તે વિચાર પાર પાડવાને એણે દેશી માણસોને લશ્કરમાં રાખી કવાયત શીખવી. તથા દક્ષિણનાં દેશી સંસ્થાનોની વઢવાડોમાં વચે પડી મુલક મેળવ્યો. દુપ્લે હીમતવાન, બહાદુર ને દીર્ઘાદષ્ટીવાળો હતો.

**બુસ્સી.**—દુપ્લેના તાબાનો ફ્રેંચ સેનાપતિ હતો. તે બહુ બહાદુરને લઢવૈયો જોધો હતો. એણેજ નિજામના દરબારમાં ફ્રેંચોની સત્તા જમાવી હતી.

**કલાઇવ.**—એ પ્રથમ મદ્રાસમાં અંગ્રેજ કંપનીનો કારકુન હતો. દુપ્લેના જેવાજ વિચાર એને ઉઠયા. તેથી તેણે દુપ્લેની ધારણા પોતાની બહાદુરી ને હીમત વડે ધુળધાણી કરી; ને હિંદમાં અંગ્રેજી રાજ્યનો પાયો નાંખ્યો. અર્કાટનો ગઢ લેનાર ને પ્લાસીનું યુદ્ધ જીતનાર વીર પુરૂષ કલાઈવ હતો.

**હૈદરઅલી.**—એ પ્રથમ મૈસુરના હિંદુ રાજાના લશ્કરમાં થોડાક સિપાઇઓનો નાયક હતો. ત્યાંથી વધતાં વધતાં પોતાની હોંશીઆરી, ચાલાકી, યુક્તિ, બહાદુરી ને હીમતવડે મૈસુરના રાજાને ઉઠાડી ત્યાં પોતાનું મુસલમાની રાજ્ય સ્થાપી શક્યો. એ સંકટ સમયે ધીરજવાળો ને યુક્તિબાજ, યુદ્ધમાં કુશળ ને કામ કહાડી લેવામાં ચતુર હતો.

**ટીપુ.**—હૈદરનો દીકરો હતો. અંગ્રેજો એને મૈસુરના વાઘને નામે ઓળખે છે, કેમકે એણે બહુ ઘાતકીપણું ગુજાર્યું હતું. હિંદમાંથી અંગ્રેજોને કહાડવાને એણે બહુ યત્ન કર્યો હતો, તેથી અંગ્રેજોએ ૧૭૯૯ માં એને હરાવીને માર્યો ને રાજ્ય લેઇ લીધું.

**રણજીતસિંગ.**—કાબુલના અબદલ્લી રાજા તરફથી એ પ્રથમ પંજાબનો સુબો હતો. અબદલ્લીના છોકરા રાજ્ય માટે માંહોમાંહે વઢીને નબળા થયા તેનો લાભ લેઇ રણજીતસિંગે ધીરે ધીરે પોતાનું બળ જમાવી ચતુરાઇ ને હોંશીઆરીથી પંજાબમાં મહાન શીખ રાજ્ય સ્થાપ્યું. એ મહારાજાના ૧૮૪૦ માં ગુજરવા પછી રાજ્ય વ્યવસ્થા બગડી લશ્કર બેફેદ થયું ને સરદારો અદેખા હોવાથી માંહોમાંહે ફાટફુટ થઇ. તેથી છેવટે એ રાજ્ય અંગ્રેજોએ ૧૮૪૯ માં ખાલસા કર્યું.

**શાહશુજા.**—એ હિંદ ઉપર સ્વારીઓ કરનાર અહમદશાહ અબદલ્લીનો વંશજ કાબુલનો અમીર હતો. એનું રાજ્ય એના ભાઈ મહંમદે લેઇ લીધાથી શાહશુજા નાસીને હિંદમાં અંગ્રેજોને આશ્રયે રહ્યો. લાર્ડ આકલાંડે એની મદદે લશ્કર મોકલ્યું ને તેને કાબુલની ગાદીએ બેસાડયો. આગળ દોસ્તમહંમદના દીકરા અકબરખાંને બળવો કર્યો તેમાં તે મરાયો.

**વારન હેસ્તિંગ્સ.**—એ હિંદુસ્તાનનો ૧ લો ગવરનર જનરલ થયો. એણે હિંદનાં દેશી રાજ્યો મરેઠા ને હૈદર સાથે લઢાઇઓ કરી. ચૈયતસિંગને ગાદીએથી ઉઠાડયો ને અયોધ્યાની બેગમો પાસેથી કરોડ રૂપીઆ દંડ લીધો. એ બાબત એ વિલાયત ગયો ત્યારે એના ઉપર સાત વરસ સુધી કામ ચાલ્યું, પણ તેમાં છેવટે એ છૂટી ગયો.

**માર્નિંગ્ટન.**—એ બહુ બહાદુર ને દૃઢ મનનો ગવરનર જનરલ હતો. એ લાર્ડ વેલસ્લીના નામથી ઓળખાય છે. એણે ટીપુનું રાજ્ય લેઈ લીધું. વસાઈ મુકામે બાજીરાવ સાથે સધી કરી તેને પુનાની ગાદીએ બેસાડયો. તેથી સિંધિઆ ને ભોંસલા વંકાયા, તેમને હરાવીને નરમ કર્યા. દેશી રાજ્યોમાં મદદગાર અંગ્રેજી સેના રાખી તેમને ખંડીયાં બનાવ્યાં; ને હિંદમાં અંગ્રેજી રાજ્યની સર્વોપરી સત્તા સ્થાપી.

**લાર્ડ હેસ્તિંગ્સ.**—એણે નેપાળ સાથે લઢીને ગુર્ખા રાજાને નરમ કર્યો, પીંઢારાનો નાશ કર્યો, બાજીરાવનું રાજ્ય ખાલસા કર્યું, ને હોલ્કર ને ભોંસલાને હરાવ્યા.

**લાર્ડ બેંટીંક.**—કુર્ગ ખાલસા કર્યું. મૈસુર ઉપર જપ્તી બેસાડી. દીવાની ફોજદારી કાયદા કરાવ્યા. સતી થવાની બંધી કરી અને ફાંસીઆનો બંદોબસ્ત કર્યો.

**લાર્ડ દલહૌસી.**—સતારા, ઝાંસી, સંબલપુરને નાગપુરના રાજાનો વંશ ગયાથી તે રાજ્ય ખાલસા કર્યાં. પંજાબ સાથે લઢીને શીખ રાજ્ય ખાલસા કર્યું. બ્રહ્મી રાજા પાસેથી પેગુ ને રંગુન લીધાં, ને નીજામ પાસેથી લશ્કરના ખર્ચ બદલ વરાડ પ્રાંત લીધો. અયોધ્યાના નાલાયક નવાબને ગાદીએથી ઉઠાડી એનું રાજ્ય પણ ખાલસા કર્યું. એના વખતમાં રલવે, તારને નેહેરો થઇ. કેળવણી ખાતામાં સુધારોવધારો થયો.

**લાર્ડ કાનિંગ.**—એના વખતમાં અંગ્રેજી સિપાઈઓએ બળ-

ખો કર્યો તે મહા મુશ્કેલીથી સમાવ્યો. મહારાણીએ હિંદી પ્રજાને હુકક પત્ર આપ્યું. રાજાઓને દત્તક લેવા દેવાની સનંદ આપી. કંપની પાસેથી મહારાણીએ હિંદી રાજ્ય લીધું.

**લાર્ડરીપન.**—અફ્ઘાન લઢાઇનું સમાધાન કર્યું. હિંદી લોકને સ્થાનિક સ્વરાજ્ય આપ્યું ને તેની રૂએ મ્યુનીસીપાલીટીને લોકલફંડનો વહિવટ લોકોને સ્વાધીન થયો. છાપખાનાને છૂટી આપી.

---

## અંગ્રેજ સરકારને હિંદી રાજ્ય શી રીતે મળ્યું.

| પ્રાંત. | કોની પાસેથી. | કયી સાલમાં | શી રીતે. |
|---|---|---|---|
| બંગાળા, બહાર. | પાદશાહશાહઆલમ. | ૧૭૬૫ | બંગાળાના નવાબ પાસેથી એ પ્રાંતો જીતેલા તેની દીવાની સનંદ પાદશાહે આપેલી. |
| અયોધ્યા. | નવાબ. | ૧૮૫૬ | રાજ્યમાં અંધેર ચાલ્યાથી ખાલસા કર્યું. |
| વાયવ્યપ્રાંતો. | અયોધ્યાનો નવાબ ને સિંધિઆ. | ૧૭૭૬ ૧૮૦૩ | નવાબે લશ્કરના ખર્ચપેટે અને સિંધિઆએ ૧૮૦૩ માં સંધી થઇ તેમાં આપ્યો. |
| પંજાબ. | શીખરાજા પાસેથી | ૧૮૪૯ | બીજી શીખ લઢાઇમાં શીખ હાર્યાથી એ રાજ્ય ખાલસા કર્યું. |
| સિંધ. | અમીરો પાસેથી. | ૧૮૪૩ | અમીરો લઢ્યાથી તેમને હુંરાવીને જીત્યો. |

| | | | |
|---|---|---|---|
| ગુજરાત. | પસ્વા પાસેથી. | ૧૮૧૮ | બાલાજીરાવ પેસ્વાનું રાજ્ય જીત્યાથી પેસ્વાનો ગુજરાતનો ભાગ અંગ્રેજને મળ્યો. |
| મધ્યપ્રાંતો | સિંધિઆ હોલ્કર ને ભોંસલા. | ૧૮૦૩ ૧૮૫૩ | સિંધિઆ ને ભોંસલાની ૧૮૦૩ની સંધીમાં ને ભોંસલા ૧૮૫૩ માં અપુત્ર મુવાથી એનુ રાજ્ય ખાલસા કર્યું. |
| વરાડ. | નિજામ. | ૧૮૫૩ | મદદગારી સૈન્યનું ખર્ચ નિજામ ન આપી શક્યાથી બાંહધરીમાં એ પ્રાંત લીધો. |
| ઓરીસા. | બંગાળાનો નવાબ ને નિજામ. | ૧૭૫૮ ૧૭૬૫ | ઉત્તર ઓઢીઆ બંગાળાની સાથે મળ્યો ને દક્ષિણ ઓઢિઆ નિજામને હરાવીને લીધો |
| મહારાષ્ટ્ર. | પેસ્વા. | ૧૮૧૮ | બાજીરાવ પેસ્વાને હરાવીને |
| બાલાઘાટ. | નિજામ. | ૧૮૦૧ | લશ્કરના ખર્ચ બદલ એ પ્રાંત ટીપુ પાસેથી નિજામને મળેલો તે નીજામે આપ્યો. |
| કર્ણાટક. | કર્ણાટકનો નવાબ, તંજાવરનો રાજા ને ટીપુ. | ૧૮૦૧ | કર્ણાટકના નવાબનું ને તંજાવરના રાજાનું રાજ્ય પેનશન આપી લેઇ લીધાં ને ટીપુના રાજ્યમાંથી હિસ્સો આવ્યો. |
| મલબાર. | ટીપુ. | ૧૭૯૨ | ટીપુ સાથે સંધી થઈ તેમાં |

## મુકાબલા.

**મહંમદ ગાંડો ને અલ્લાઉદીન.**—બંને નિર્દય, ઘાતકી ને શુરા હતા. પણ અલ્લાઉદીન અભણ ને મહંમદ વિદ્વાન હતો. અલ્લાઉદીન અકલવાળો, પહોંચેલો ને મહંમદ અવિચારી ગાંડો હતો. બંનેના વખતમાં પાદશાહીનો ફેલાવો સૌથી વધારે હતો, પણ અલ્લાઉદીને મરતા સુધી રાજ્ય સાચવ્યું ને મહંમદના મરણ સમયે રાજ્યમાં ભાગ પડી ગયા હતા.

**મહંમદ ગીજની ને શાહબુદીન.**—બંને બહાદુર જોધા હતા. બનેએ હિંદ ઉપર સ્વારીઓ કરી. પણ એકે ધર્માંધપણાથી મુલકો લૂટવા, દેવળો તોડવા ને હિંદુઓ વટાળવાને કરી ને બીજાએ રાજ્ય લોભથી મુલકો જીતવાને કરી.

**અકબર ને ઔરંગજેબ.**—એક પ્રમાણિક, સમાન દૃષ્ટિવાળો, મોટા મનનો બહાદુર ને શૂરો હતો. બીજો ધર્માંધ, નિર્દય, કપટી ને અણુવિશ્વાસુ પણ બુદ્ધિવાન ને શૂરો હતો. બંનેએ રાજ્યનો ફેલાવો કર્યો. પણ પહેલાનો મજબુત પાયા ઉપર ને બીજાનો કાચો હતો. બંને હિંદના મોટા પાદશાહ હતા.

**ઔરંગજેબ ને શિવાજી.**—બંને બહાદુર ને રાજ્ય ચલાવવામાં ચતુર પણ લુચ્ચા, કપટી ને સ્વાર્થ સાધવામાં તત્પર હતા. પણ શિવાજી ઔરંગજેબ જેવો અણુવિશ્વાસુ ને પાપી નહોતો.

**શિવાજી ને હૈદર.**—બંને પાકા, સ્વાર્થ સાધવામાં કપટી ને પહોંચેલા હતા. કાંઇ નહિ તેમાંથી બંનેએ રાજ્ય સ્થાપ્યાં. બંને બહાદુર, યુક્તિબાજ ને શૂરા લઢવૈયા હતા. રાજ્ય ચલાવવામાં પણ બંને હોંશીઆર હતાં.

**ડુપ્લે ને કલાઇવ.**—બંનેએ હિંદમાં રાજ્ય સ્થાપવાની ઈચ્છા કરી. બંને યુક્તિબાજ, લુચ્ચા ને ખટપટીઆ હતા. પણ ડુપ્લે કલાઇવ જેવો લઢાઇમાં બહાદુર નહોતો. તેથી કલાઈવે ડુપ્લેની ઇચ્છા ધુળધાણી કરી પોતાની ઈચ્છા પાર પાડી.

**લાર્ડ કલાઇવ ને હેસ્તિંગ્સ.**—કલાઈવે અંગ્રેજી રાજ્ય સ્થાપ્યું ને હેસ્તિંગ્સે દઢ કર્યું. પણ બંને મતલબ સાધવાને પાપ કરે એવા હતા. કલાઇવ લઢવૈયો રાજ્ય નીતિજ્ઞ ને હેસ્તિંગ્સ રાજ્ય નીતિજ્ઞ હતો. દઢ મનના, ધીરજવાળા ને છાતી ધડા બંને હતા.

**લાર્ડ વેલસ્લી ને ડલહૌસી.**—બંનેએ હિંદી રાજ્ય વધાર્યું. વેલસ્લીએ અંગ્રેજી બળ ને પરાક્રમની છાપ બેસાડીને દેશી રાજ્યોની સ્વતંત્રતા લેઇ અંગ્રેજનાં ખંડીઆં કર્યા. ડલહૌસીએ વગર લઢાઇએ બાહાનાંથી અંગ્રેજી રાજ્યો ખાલસા કર્યા. વેલસ્લીએ માત્ર લઢાઇઓમાં ને દેશી રાજ્યોની સ્વતંત્રતા દાબવાના ઉપાયમાં પોતાનો વખત ગુમાવ્યો ને ડલહૈસીએ શાંતિનો વખત રેલવે, નેહેર, તાર, કેળવણી, ટપાલ એ ખાતાં કહાડી લોકોપયોગી કામો કરવામાં ગાળ્યો. બંને મહાન પુરૂષ હતા.

**લાર્ડ લીટન ને રીપન.**—લીટને મહારાણીને કેસરેહિંદનો ઇલકાબ અપાવી હિંદમાં અંગ્રેજની ચક્રવર્તિ સત્તા સ્થાપી. પ્રેસ આકટ કરી દેશી છાપાનાં મોં બંધ કર્યા, અફઘાન સાથે નકામા લડાઈ કરી હિંદને ખર્ચના બોજામાં નાંખી, ને રીપને પ્રેસ આકટ કહાડી નાંખ્યો, અફઘાન લઢાઇ બંધ કરીને પ્રજાને લોકલસેલ્ફ ગવર્નમેંટ આપી. એકે લોકોની ગાળો લીધી ને બીજાએ આશિરવાદ લીધો બંનેએ હિંદમાં નામના કરી.

**હિંદુ ને મુસલમાન પાદશાહ.**—ચક્રવર્તિ રાજા ને દીલ્હીના પાદશાહ સરખી સ્થીતિના હતા. પણ દિલ્લીના પાદશાહ જીતેલાં રાજ્યો ખાલસા કરી ત્યાં પોતાનો સુબો નીમતા, ને ચક્રવર્તિ રાજા જીતેલાં રાજ્યો ખંડીયાં બનાવતા. મોગલ પાદદશાહોએ રજપુત રાજ્યોને એ પ્રમાણે ખંડીયાં બનાવ્યાં હતાં. જમીન વેરો, ગામનો બંદોબસ્ત અને રાજ્ય વ્યવસ્થા બંને સમયે લગભગ સરખી હતી. ચક્રવર્તિ રાજા તાબાના મુલકમાં બંદોબસ્ત રાખવામાં ને ઇનસાફ આપવામાં જાતે દેખરેખ રાખતા, તેમ દિલ્લીના પાદશાહ લડાઇનું કામ કરવામાં મુખ્યત્વે વધારે ધ્યાન આપતા. તાબાની રૈયતને બળાત્કારે રાજ્ય ધર્મ હિંદુ રાજા મનાવતા નહિ, પણ ઘણા મુસલમાન પાદશાહે તે પ્રમાણે કરતા. મોટી મોટી નોકરીઓ આપવામાં મુસલમાન પાદશાહોમાં અકબર જેવા મોટા દિલના થોડા હતા. તોપણ રાજ્ય વ્યવસ્થામાં ને લશ્કરના સરદારોમાં ઘણો ભાગ હિંદુઓનો હતો. ઉપદેશથી રાજ્ય ધર્મ મનાવવો, પ્રજાપર સમાન દૃષ્ટિ રાખવી, શાસ્ત્ર પ્રમાણે વેરો લેવો, પ્રજા આબાદી તરફ લક્ષ આપવું, પ્રજાનું રક્ષણ કરવું, જુલમ ન થવા દેવો ને જાતે દેખરેખ રાખવી, એ હિંદુ રાજાઓનું નિત્ય કર્મ હતું. બળાત્કારે રાજ્ય ધર્મ મનાવવો, પરધર્મી ઉપર અસમાન દૃષ્ટિ રાખવી, શાસ્ત્ર પ્રમાણે ઇનસાફ કરવો, રૈયતની આબાદી તરફ દરકાર થોડી રાખીને મુલકો મેળવવાં, [illegible]ર્મી ઉપર જુલમ થતાં દેખરેખ થોડી રાખવી, ને રૈયતની દાદ ફરીયાદ તરફ કરતાં મુલકો જીતવા, મોજ શોખ ભોગવવા ને નવાં ભવ્ય મકાનો બંધાવવા તરફ વધારે કાળજી રાખવી એ દિલ્લીના ઘણા ખરા પાદશાહોનાં નિત્ય કર્મ હતાં. આ તફાવત હોવાથી ચક્રવર્તિ રાજાના

સમયમાં તાબાની પ્રજા કે રાજાનો બળવો, કે પોતાના સરદારોનો બળવો ક્વચિતજ થતો, તથા ખંડીઆ રાજા તાબામાં સંપીને રહેવાથી પરદેશીઓ ક્વચિતજ ફાવી જતા. પણ મુસલમાન પાદશાહોના વખતમાં ઘણું કરીને દરેક પાદશાહના રાજ્યની શરૂઆતમાં તાબાના રાજા ને સરદારો બળવા કરતા ને એમનો કુસંપ જોઇ પરદેશીઓ ચઢી આવતા ને ઘણીવાર તેઓ ફાવી જતા.

**મુસલમાન ને અંગ્રેજી રાજ્ય.**—જેમ મુસલમાન પાદશાઓના રજપુતસ્થાનનાં રજપુત રાજ્યો સિવાયનાં દેશી રાજ્યો ખાલસા થયાં. તેમ અંગ્રેજી અમલમાં પણ અમુક દેશી રાજ્યો સિવાયનાં રાજ્યો ખાલસા થયાં. બાકીનાં બંને સમયમાં ખંડીયાં કર્યાં હતાં. પણ મોગલ પાદશાહોના વારામાં એ રાજ્યો પોતાના લશ્કર વડે દીલ્હીમાં રહી નોકરી કરતા ને અંગ્રેજી વારામાં અંગ્રેજી પગારદાર લશ્કર રાજાને ખર્ચે જાપ્તા માટે તથા મદદ સારૂ રાખવામાં આવે છે. અને તેથી મુસલમાન પાદશાહોના વારામાં જેમ ખંડીઆ રાજાઓ સામા થતા તેમ હાલમાં થતા નથી.

અકબર જેવા મોટા દિલના પાદશાહ બાદ કરીએ તો બંને રાજ્ય સમયમાં મોટા હોદ્દાની લશ્કરી કે મુલકી જગાઓ દેશીઓને આપવામાં આવતી નથી. તેથી તથા પાકા બંદોબસ્તથી તાબાના સરદારોના બળવા હાલમાં થતા નથી. જમીન વેરો હાલમાં પહેલાં લેવાતો તેજ ધોરણ ઉપર કાંઇક વ્યવસ્થા ફેર કરી રોકડ લેવામાં આવે છે. પહેલાં દાણા લેતા. એ સિવાય અફીણ, મીઠું, કમાઈ, દારૂ, વગેરે ઉપર વેરા હાલમાં વધ્યા છે. પણ તેને બદલે ઇનસાફ મોડો ને મોંઘો પણ સગવડતાવાળો મળે છે. બધા લોકોને કેળવણી મળે છે. લુટ ચોરી મટી ગઈ છે. રેલવે, તાર ને ટપાલ ખાતાથી મુસાફરી ને વેપારને સગવડતા થઈ છે ને દેશમાં શાંતિનું સુખ મળ્યું છે. એ મેની ખૂબ છે.

# ઇતિહાસની પરીક્ષાના પ્રશ્નો.

પ્ર૦ અનાર્ય લોકો કોને કહે છે, તેમની વસ્તી હાલ ક્યાં છે ને તેમનામાં કેવા રિવાજો છે? ૮–૧૫*

પ્ર૦ આર્ય લોક પ્રથમ આ દેશમાં ક્યારે, ક્યાંથી ને ક્યાં આવ્યાં? ૧૫-૧૬

પ્ર૦ તે વખતના આર્યો કેવા હતા? ૧૭.

પ્ર૦ વેદ કેટલા છે ને તેમાં શું છે? ૧૯.

પ્ર૦ પ્રથમ નાતો કેટલી હતી ને તેમાં વધારો શી રીતે થયો? ૨૦, ૪૩.

પ્ર૦ બ્રાહ્મણના ચાર આશ્રમ કયા છે ને તેઓ તેમની મોટાઇ શાથી સાચવી રહ્યા છે? ૨૧.

પ્ર૦ બ્રાહ્મણોમાં કયી કયી વિદ્યાઓ હતી? ૨૨–૨૪

પ્ર૦ રામાયણ ને મહાભારતમાં શું છે? ૨૪–૨૬.

પ્ર૦ બુદ્ધની હકીકત ને ધર્મમાં શું છે તે કહો? ૨૯, ૩૦.

પ્ર૦ બૌદ્ધ ધર્મના બે પંથ કયા ને તે શી રીતે થયા? ૩૧.

પ્ર૦ શિલાદિત્યની હકીકત કહો? ૩૨, ૩૩.

પ્ર૦ બ્રાહ્મણોની ચઢતી ને બૌદ્ધની પડતી શી રીતે થઇ? ૩૩, ૩૪

પ્ર૦ સિકંદરની સ્વારીનું વર્ણન કરો? ૩૫–૩૬.

પ્ર૦ ચંદ્રગુપ્તનું રાજ્ય શી રીતે થયું તે કહો? ૩૭.

પ્ર૦ મેગાસ્થિનિસ કોણ હતો ને એણે આર્યો વિષે શું લખ્યું છે? ૩૭, ૩૮.

પ્ર૦ સિકંદર પછી કયા ગ્રીક રાજ્યે હિંદ ઉપર સ્વારીઓ કરી ને ક્યારે? ૩૮.

---

* આ આંકડા જે પાનામાં જવાબ ખોળવાનો છે તેના છે.

પ્ર૦ હિંદમાં ક્યાં આગળ શક રાજ્ય થયું હતું? ૩૯

પ્ર૦ શક લોકની સામા હિંદી રાજાઓ થયા તેમની હકીકત કહો? ૩૯, ૪૦.

પ્ર૦ હિંદમાં ઐક્યતાનું મૂળ શું છે? ૪૨

પ્ર૦ મહાજન એટલે શું તે સમજાવો? ૪૪.

પ્ર૦ બ્રાહ્મણ ધર્મનો ઉદય કરનાર કોણ થયાં તેમની હકીકત કહો? ૪૫

પ્ર૦ શિવપુજા ને વિષ્ણુપુજા વિશે સમજાવો? ૪૬–૪૭.

પ્ર૦ વૈષ્ણવ ધર્મના કયા કયા આચાર્ય થયા? ૪૮, ૪૯.

પ્ર૦ હિંદુ મુસલમાનનો એક ધર્મ કરવાને યત્ન કરનારા કયા આચાર્ય થયા? ૪૮, ૧૨૮.

પ્ર૦ મુસલમાની ધર્મ કોણે ચલાવ્યો ને શી રીતે ફેલાયો? ૫૧.

પ્ર૦ મુસલમાનોએ પ્રથમ સ્વારીઓ ક્યાં ક્યાં કરી? ૫૧.

પ્ર૦ હિંદુઓની દુશ્મનો સામા થવાની કેવી શક્તિ હતી? ૫૨.

પ્ર૦ પંજાબ ઉપર પ્રથમ કયા મુસલમાને સ્વારી કરી? ૫૩.

પ્ર૦ સુલતાન મહંમદની સ્વારીઓનું વર્ણન કરો? ૫૪.

પ્ર૦ મહંમદ વિશે શી શી વાતો ચાલે છે? ૫૪, ૫૫.

પ્ર૦ ગીજનીમાં ઘોરી રાજ્ય શી રીતે થયું? ૫૬.

પ્ર૦ મહંમદ ઘોરીના વખતમાં રજપુત રાજ્યોની કેવી હાલત હતી? ૫૬, ૫૭.

પ્ર૦ મહંમદ ઘોરીની સ્વારીઓનું વર્ણન કરો? ૫૮.

પ્ર૦ બંગાળા ને બહાર મુસલમાનોને હાથ શી રીતે ગયાં? ૫૯

પ્ર૦ ગુલામવંશના પાદશાહોનાં નામ ને ગાદીએ બેઠાની સાલ લખો? ૫૯—૬૧.

પ્ર૦ ખીલજીવંશની વંશાવળી લખો? ૬૨.

પ્ર૦ દક્ષિણ હિંદમાં ક્યારે, ક્યાં ને કોણે સ્વારી કરી? ૬૨.

પ્ર૦ દિલ્હીના કયા કયા પાદશાહોના વખતમાં રાજ્યનો વિસ્તાર સૌથી વધારે હતો? ૬૩, ૬૫, ૮૦.

પ્ર૦ મહંમદ તઘલક ગાંડો શા માટે કહેવાય છે? ૬૪.

પ્ર૦ ફીરોઝશુદીન પાદશાહનું કયું સારૂં કામ આજે પણ છે? ૬૬

પ્ર૦ તૈમુર કોણ હતો ને તેની સ્વારીનું વર્ણન કરો? ૬૬.

પ્ર૦ દિલ્હીની પાદશાહત સૌથી વધારે નબળી કયા વંશમાં હતી? ૬૬

પ્ર૦ પોર્ટુગીઝો, ડચ, ફ્રેંચ ને અંગ્રેજ હિંદમાં વેપાર કરવાને આવ્યા ત્યારે દિલ્હીની ગાદીએ કયા પાદશાહ હતા?

પ્ર૦ બ્રાહ્મણી રાજ્ય કોણે, ક્યારે ને કોના વખતમાં ક્યાં સ્થપાયું? ૬૭

પ્ર૦ વિજયનગરના રાજયની હકીકત કહો? ૬૩, ૬૮.

પ્ર૦ બ્રાહ્મણી રાજ્યના કેટલા ભાગ થયા ને તે દરેક કોણે ને ક્યારે સ્થાપ્યા તથા તે કોણે ને ક્યારે જીતી લીધા? ૬૮.

પ્ર૦ ગુજરાત, માળવા, જુવાનપુર ને બંગાળામાં સ્વતંત્ર રાજ્ય કોના વખતમાં ક્યારે ને કોણે સ્થાપ્યાં ને તે ક્યારે ને કોણે જીત્યાં? ૬૫, ૬૬, ૭૨.

પ્ર૦ મોગલવંશનું રાજ્ય કોણે ને શી રીતે સ્થાપ્યું? ૬૯.

પ્ર૦ શેરખાંનું પઠાણ રાજ્ય ક્યારે સ્થપાયું ને શી રીતે લય પામ્યું? ૭૦

પ્ર૦ અકબરે હિંદુઓની પ્રીતિ કેવી રીતે મેળવી? ૭૧, ૭૨.

પ્ર૦ અકબરની રાજ્ય રીતિ કેવી હતી? ૭૩.

પ્ર૦ અકબરના વખતમાં જમાબંદીનો બંદોબસ્ત શી રીતે ને કોણે કર્યો? ૭૩, ૭૪.

પ્ર૦ અકબરના વખતમાં કયા કયા મુલક ક્યારે જીતાયા? ૭૨.

પ્ર૦ અકબરના વખતમાં કયા પ્રખ્યાત માણસો હતા? ૭૪.
પ્ર૦ જહાંગીરને શાહજહાં સાથે અણબનાવ શાથી થયો? ૭૫.
પ્ર૦ જહાંગીરને ખુશરૂ સાથે અણબનાવ શાથી થયો? ૭૫.
પ્ર૦ શાહજહાંને શી રીતે રાજ્ય મળ્યું? ૭૫.
પ્ર૦ શાહજહાંના દીકરા શી રીતે લઢી મુવા? ૭૬.
પ્ર૦ શાહજહાંએ ક્યાં ક્યાં મકાનો બંધાવ્યાં? ૭૭.
પ્ર૦ ઔરંગજેબની રાજ્યનીતિ કેવી હતી? ૭૯.
પ્ર૦ ઔરંગજેબે શી રીતે રાજ્ય મેળવ્યું? ૭૮.
પ્ર૦ ઔરંગજેબ સામા હિંદુઓ શાથી લઢવા ઉઠયા? ૭૯.
પ્ર૦ ઔરંગજેબે કયાં કયાં રાજ્યો જીતી લીધાં? ૮૦.
પ્ર૦ ઔરંગજેબના વખતમાં મરેઠી રાજ્ય શી રીતે વધ્યું? ૮૦.
પ્ર૦ ઔરંગજેબના કયા દીકરાને શી રીતે રાજ્ય મળ્યું? ૮૧
પ્ર૦ શીખ લોકો કોણ હતા, તેમની હકીકત લખો? ૧૨૮.
પ્ર૦ પાદશાહ બનાવનાર કોણ કોણ થયા ને તેમનું એવું નામ શાથી પડયું? ૮૨.
પ્ર૦ મોગલાઇની પડતી શી રીતે થઈ? ૮૩.
પ્ર૦ નાદીરશાહ ને અહમદશાહ અબદલીની સ્વારીઓનું વર્ણન કરો?૮૪
પ્ર૦ બંગાળાનું, અયોધ્યાનું ને નિજામનું રાજ્ય કોણે ને ક્યારે સ્થાપ્યું? ૮૩.
પ્ર૦ બાજીરાવ, ચીમનાજી, વિશ્વાસરાવ, સદાશિવ ભાઉ, મોહોબતખાં, સાહિસ્તખાં, નૂરજહાં મીરજુમ્લા, બેહેરામ, હેમુ ને કાફુર એ કોણ હતાં?
પ્ર૦ પાણીપતના મેદાનમાં કયી કયી લડાઇઓ ક્યારે ને કોની વચ્ચે

થઇ ને તેનું છેવટ શું આવ્યું?

પ્ર૦ વેહિંદગઢ, સીક્રી, ઉજ્જન, આગ્રા, અજમેર ને અલહાબાદ આગળ કોની વચ્ચે ને ક્યારે લઢાઈઓ થઈ? ૧૪૩–૧૪૫

પ્ર૦ મુસલમાન પાદશાહોમાં કયા કયા સારા, કયા કયા દુષ્ટ, ને કયા કયા નબળા પાદશાહ થયા ને તેવા તમે શા ઉપરથી કહોછો?

પ્ર૦ હિંદુઓનું ને મુસલમાનોનું રાજ્ય જવાનાં કારણ શાં?

પ્ર૦ મરેઠી રાજ્યની કયી કયી શાખા થઇ ને તે ક્યાંથી થઇ? ૮૯, ૯૦

પ્ર૦ મરેઠી રાજ્યોમાંથી હાલ કયાં છે ને જે ગયાં તે ક્યારે ને શી રીતે ગયાં?

પ્ર૦ કર્ણાટક, તંજાવર, બંગાળા, અયોધ્યા ને મહારષ્ટ્રનાં રાજ્ય અંગ્રેજને શી રીતે ને ક્યારે મળ્યાં? ૧૬૩,૧૬૪

પ્ર૦ દક્ષિણમાં ફ્રેંચ ને અંગ્રેજ વચ્ચે શાથી લઢાઇઓ થઈ? ને ક્યારે? ૧૦૧.

પ્ર૦ પોર્ટુગીજ, ડચ ને ફ્રેંચોની પડતી શાથી થઈ? ૯૪, ૯૬, ૧૦૨.

પ્ર૦ ઇસ્ટ ઇંડિયા કંપની કયી કયી કંપનીઓ જોડાવાથી થઇ? ૯૭.

પ્ર૦ પંજાબ, સિંધ ને ગુજરાત અંગ્રેજને ક્યારે ને શી રીતે મળ્યા? ૧૬૩,૧૬૪

પ્ર૦ મધ્ય પ્રાંતો ને વાયવ્ય પ્રાંતો ક્યારે ને શીરીતે મળ્યા? ૧૬૩,૧૬૪

પ્ર૦ રેગ્યુલેટીંગ આકટ ક્યારે થયો ને તેમાં શું હતું? ૧૧૦

પ્ર૦ મરેઠા ત્રણ વિગ્રહ ને મૈસુરના ચાર વિગ્રહ કોના કોના વખતમાં ને ક્યારે થયા? ૧૪૬, ૧૪૮

પ્ર૦ લાર્ડ વેલ્સલી ને ડલહૌસીની રાજ્યનીતિ સરખાવો? ૧૬૬

પ્ર૦ લાર્ડ લીટન ને રીપનની રાજ્યનીતિ સરખાવો? ૧૬૬

પ્ર૦ મરેઠી રાજ્ય તૂટવાનું કારણ શું?

પ્ર૦ અફઘાનીસ્તાનની બે, બ્રહ્મી ત્રણ, શીખ બે ને નેપાળની લ-ઢાઇ થવાનું કારણ શું? ૧૪૬,૧૪૮

પ્ર૦ ૧૮૫૭ ના બળવાનું કારણ ને હકીકત કહો. ૧૩૪-૧૩૬.

પ્ર૦ મદ્રાસ, સાલબાઈ, સીરજી અંજેગામ, ને લાહોરની સંધીના ઠરાવ શા થયા? ૧૪૫,૧૪૬

પ્ર૦ અકબર ને ઔરંગઝેબ, ડૂપ્લે ને કલાઇવ ને શિવાજી ને હેદરનો મુકાબલો કરો; ૧૬૫,૧૬૬

પ્ર૦ અહલ્યાબાઇ, તારાબાઇ, ચાંદબીબી, નાનાફડનવીસ ને બાપુ ગોખલે કોણ હતાં? ૧૫૮,૧૫૯

પ્ર૦ હેસ્તિંગ્સ ઉપર કયી કયી બાબતોનાં તોહમત આવ્યાં હતાં? ૧૧૧

પ્ર૦ બંગાળાની સ્થાયી જમાબંદી કરનાર કોણ હતો? ૧૧૩.

પ્ર૦ પીંઢારા ને ફ્રાંસીઆની હકીકત ને તેમનો નાશ વર્ણવો ૧૨૦, ૧૨૩

પ્ર૦ મલ્હારરાવ ગાયકવાડને શા કારણથી ગાદીએથી ઉઠાડયો! ૧૪૦

પ્ર૦ સન ૧૮૧૩, ૧૮૩૩ ને ૧૮૫૩ ની કંપનીની સનંદમાં શો શો ફેરફાર થયો હતો?

પ્ર૦ ૧૦૦૧, ૧૦૨૪, ૧૧૯૧, ૧૨૩૧, ૧૩૫૧, ૧૪૯૮, ૧૫૪૦, ૧૬૮૩, ૧૭૫૭, ૧૭૬૧, ૧૮૨૬, ૧૮૫૮, ૧૮૭૭, ૧૮૮૪, ની સાલો ઈતિહાસમાં શાથી જાણીતી છે?

પ્ર૦ રજપૂત,મુસલમાન ને અંગ્રેજની રાજ્યરીતિ સરખાવો?૧૬૭,૧૬૮

પ્ર૦ અંગ્રેજને તાબે હિંદના જે જે પ્રાંતો છે તે ક્યારે, કોની પાસેથી, શી રીતે ને કોના વખતમાં મળ્યા?

પ્ર૦ હિંદનો જળમાર્ગ ને અમેરિકા કોણે ને ક્યારે શોધી કહાડ્યા? ૯૩

પ્ર૦ હિંદ ઉપર જમીન માર્ગે કોણે કોણે, ક્યારે, ને કોના વખત-

માં સ્વારીઓ કરી હતી ?

પ્ર૦ હિંદના ગવરનર જનરલોના અનુક્રમે સાલવાર નામ લખો. ૧૫૨

પ્ર૦ શીખ રાજ્ય શી રીતે ને કોણે સ્થાપ્યું ? ૧૨૯.

પ્ર૦ હિંદમાં હાલ કયી કયી યુરોપી પ્રજાનાં કયાં કયાં થાણાં છે? ૮

પ્ર૦ કાશ્મીરનું હાલનું રાજ્ય કોણે, ક્યારે ને શી રીતે ઉભું કર્યું? ૧૩૦

પ્ર૦ મૈસુરમાં હૈદરનું મુસલમાની રાજ્ય હતું તે મટીને હાલ રજપુત રાજ્ય શી રીતે થયું ? ૧૧૬.

